
ॐ
श्राविका सुबोध.
પ્રકાશક—
મૂળચંદ કસનદાસ કાપડીઆ-સુરત.

# श्रेणिक महाराज



જો તમારે ચોવીસમા તીર્થંકર શ્રી મહાવીરસ્વામીના સમકાલીન શ્રી શ્રેણિક મહારાજનું જન્મથી સ્વર્ગગમન સુધીનું વિસ્તારપૂર્વક રસીલું વર્ણન જાણવું હોય તો **'શ્રેણિકચરિત્ર' ગ્રંથ વાંચો.**

જો તમોને અભયકુમારની ઉત્તમ બુદ્ધિનું વર્ણન જાણવાની ઇચ્છા હોય તો **'શ્રેણિકચરિત્ર' ગ્રંથ વાંચો.**

જો તમારે ભવિષ્યત્ કાળમાં થવાવાળા પ્રથમ તીર્થંકર શ્રી પદ્મનાભસ્વામીના પંચકલ્યાણકનું વર્ણન જાણવું હોય તો **'શ્રેણિકચરિત્ર' ગ્રંથ વાંચો.**

આ શ્રેણિકચરિત્ર ગ્રંથ સંસ્કૃત ગ્રંથ ઉપરથી ભારે ખર્ચ કરીને સરળ હિંદી ભાષામાં તૈયાર કરાવી ઉંચા કાગળ ઉપર ઉત્તમ રીતે છપાવેલો તૈયાર છે. પૃષ્ઠ ૪૦૦ અને સોનેરી નામ સહિત કપડાંની પાકી બાઈન્ડીંગ હોવા છતાં **કિંમત માત્ર ૧-૧૨-૦ છે.** પોષ્ટેજ જુદું.

મળવાનું સ્થળ—

**મેનેજર, દિગંબર જૈન પુસ્તકાલય—સુરત.**

દિગંબર જૈન ગ્રંથમાળા નં. ૩૭.

॥ श्रीवीतरागाय नमः ॥

# श्राविका सुबोध.

## ( ગૃહસ્થ સ્ત્રીયોનું કર્તવ્ય. )

'શ્રાવકવનિતાબોધિની' નામે હિન્દી ગ્રંથનો અનુવાદ.

અનુવાદક—

આશાલાલ અમુલખ શાહ—સુરત.

પ્રકાશક—

મૂલચંદ કસનદાસ કાપડીઆ—સુરત.

પ્રથમાવૃત્તિ     વીર સં. ૨૪૪૮.     પ્રત ૧૧૦૦

જંબુસર (ભરૂચ) નિવાસી સ્વર્ગીય શેઠ પ્રાણલાલ હરલોચનની સ્વર્ગવાસી વિધવા જીવકોરબાઈના સ્મરણાર્થે "દિગંબર જૈન"ના ગ્રાહકોને આઠમા વર્ષની પાંચમી ભેટ.

મૂલ્ય રૂ. ૦-૬-૦.

Printed by

*Matoobhai Bhaidas* at K. A.'s The 'Surat Jain" Printing Press, Khapatia Chakla-Surat

Published by

*Moolchand Kisandas Kapadia*, Proprietor 'Digambar Jain Poostakalaya' and Hon: Editor "Digambar Jain"

Published from

Khapatia Chakla, Chandawadi-Surat.

# પ્રસ્તાવના.



જો કે આ નિકૃષ્ટ પંચમ કાળમાં પણ જગત્પ્રસિદ્ધ **જૈન-જાતિએ** પોતાની ઉત્કૃષ્ટતાને સર્વથા છોડી દીધી નથી, તોપણ કુસંગીની સોબત, અભક્ષ્ય પદાર્થોનો વિશેષ પ્રચાર, શુદ્ધ પદાર્થો મળવાની કઠિનતા અને વિશેષે કરીને સ્ત્રીઓ અજાણ રહેવાને લીધે જૈન કોમના સદાચરણોમાં અનેક દોષો જોવામાં આવે છે, જેથી આ કોમની દિનપરદિન **હીન દશા** થતી જાય છે, જેથી એ દોષોનું નિરાકરણ કરવાને તથા સદ્ગુણોની પ્રાપ્તિ થવા માટે અનેક જૈન ગ્રંથોમાંથી સંશોધન કરીને ગનોર (દિલ્હી) નિવાસી **લાલા જયદયાલમલ્લ** હરપ્રસાદમલ્લજીએ વીરસંવત્ ૨૪૩૨માં **'શ્રાવક-વનિતાબોધિની'** નામે **હિન્દી** પુસ્તક તૈયાર કર્યું હતું જેને સ્વ. **દાનવીર જૈનકુલભૂષણ શેઠ માણેકચંદ હીરાચંદ** ઝવેરી જે. પી. (મુંબાઈ) એ પ્રથમ પ્રકટ કર્યું હતું ત્યારે આઠ આના કિંમત રાખી હતી જે ખપી જવાથી **બીજી** આવૃત્તિ છ આનાની કિંમતે અને તે પછી **ત્રીજી** આવૃત્તિ છેક ચાર આનાની કિંમતે વીર સં. ૨૪૩૭ માં બહાર પાડી હતી, જેથી આ હિન્દી ગ્રંથનો હિન્દી ભાષાના જાણકાર બાઈઓમાં પુષ્કળ ફેલાવો થયો હતો, પણ આવું ઉત્તમ પુસ્તક ગુજરાતી ભાષામાં પ્રકટ થવાની વિશેષ આવશ્યક્તા હતી, જેથી **જૈનમહિલારત્ન શ્રીમતી મગનબાઈની** અનેકવાર સૂચના થવાથી એ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર કરાવી ... નામ **'શ્રાવિકાસુબોધ'** આપીને આ પુસ્તક પ્રકટ કરવામાં આવે છે અને તે સાથે ગુજરાતી બંધુઓ અને બ્હેનોને આ પુસ્તકનો લાભ **વિનામૂલ્યે** મળી શકે, તે માટે પણ શ્રીમતી મગનબાઈનાજ પ્રયાસથી **જંબુસર**નિવાસી સ્વર્ગવાસી **શેઠ**

**પ્રાણુલાલ હરલોચનની** સ્વર્ગવાસી વિધવા શ્રીમતી **જીવકોર-બાઈના સ્મરણાર્થે 'દિગમ્બર જૈન'ના ગ્રાહકોને આઠમા વર્ષની પાંચમી ભેટ** તરિકે પ્રકટ કરવામાં આવ્યું છે, જેમાં શ્રીમતી જીવકોરનો **ફોટો** તથા તેમનું સંક્ષિપ્ત **જીવનચરિત્ર**, કે જે પણ શ્રીમતી મગનબાઈએ લખી મોકલ્યું છે, તે પણ પ્રકટ કર્યું છે, જે ગુજરાતની વિધવા બ્હેનોને અવશ્ય અનુકરણીય છે અને હાલના સમયમા આવા અનેક પુસ્તકો પ્રકટ થઈ તેનો **મફત** ફેલાવો થવાની જરૂર છે, જેથી **ધર્માદા રકમોનો ઉપયોગ** કરતી વખતે આવા શાસ્ત્રદાનનું અનુકરણ કરવાને ગુજરાતના સુજ્ઞ બધુઓ અને બ્હેનોને અમો નમ્ર સૂચના કરીએ છીએ. અસ્તુ.

વીર સં. ૨૪૪૧<br>વિક્રમ સં. ૧૯૭૧<br>જ્યેષ્ઠ વદી ૪<br>તા. ૩૦-૬-૧૫

જૈનજાતિસેવક—<br>**મૂલચંદ કસનદાસ કાપડીઆ.**<br>**ચંદાવાડી-સુરત.**

# વિષયાનુક્રમણિકા.



**નોટ**—આ સિવાય દરેક પ્રકરણમાં સ્ત્રીઓને અત્યંત ઉપયોગી અનેક બાબતોનો સમાવેશ કરવામાં આવેલો છે.

# श्रीमती जीवकोरबाईनुं सारगर्भित जीवनवृत्तांत.

શ્રીમતી જીવકોરબાઇએ કાઠિયાવાડમાં આવેલા રાણપુરના એક **શ્વેતાંબરી** ગૃહસ્થ શા. મોતીચંદને ત્યાં સંવત ૧૯૪૨ માં જન્મ લીધો હતો અને બાલ્યાવસ્થામાં એમને વિદ્યાનો સારો પ્રેમ હોવાથી ગુજરાતી ૪ ધોરણ સુધીનું તેમજ શ્વેતાંબરી આમ્નાય પ્રમાણે ધર્મનું પણ સાધારણ જ્ઞાન પ્રાપ્ત કર્યુ હતું, ત્યારબાદ ૧૫ વર્ષની વયે **જંબુસર** (ભરૂચ)મા મેવાડા જ્ઞાતિના **શા. પ્રાણલાલ હર-લોચનની** સાથે એમના લગ્ન થયા, જે પછી એ બાઇના માયાળુ કુટુમ્બવત્સલ અને સરળપણાના સ્વભાવે એમના પતિ સાથે ઘણા વખતથી કુટુંબમાં જે વેરવિરોધ ચાલતો હતો, તે તથા બીજાં સગામા પણ જે ઝેરવેરનાં બીજ રોપાયેલાં હતા, તેને પોતાના પતિને સમજાવીને ઉખેડી નખાવ્યાં, જેથી જીવકોરબાઈ આખા કુટું-બને પ્રિય થઇ પડયાં હતા, તેમજ એમના **માયાળુ અને ઉદાર સ્વભાવથી** ગામના લોક પણ એમને આદરની દ્રષ્ટિથી જોતા હતા. દૈવયોગથી એમના પતિ પ્લેગની અસાધ્ય વ્યાધિના પંજામાં ફસાયા અને સં. ૧૯૬૩ માં એમને માત્ર ૧૮ વર્ષની યુવાન વયનાં મુકીને મરણને શરણ થયા, જેથી નાની વયમાં આવું **વૈધવ્યનું અસહ્ય દુઃખ** આવી પડવાથી મોહન વશ થઇ ઘણુંજ **આર્તધ્યાન** થવા લાગ્યું, પણ પુન્યોદયથી પાલીતાણાવાળા મુનિમ ધરમચંદજી હરજી-વનદાસના ઉપદેશથી અંકલેશ્વરનિવાસી **લલિતાબ્હેનનો સત્સ-માગમ** કર્યો, તે કારણથી દિનપરદિન તેમના પરિણામ વૈરાગ્યમય, કર્તવ્યપરાયણ અને મનુષ્ય જન્મને સાર્થક કરવાવાળાં થતાં ગયાં

અને દરેક તીર્થની વંદનાનો લાભ તથા જ્યાં જ્યાં જેની જરૂર હોય તેવે સ્થળે શુભ ખાતે આશરે રૂ. ૧૦૦૦૦) નો વ્યય કરી મહાન પુન્યોપાર્જન કર્યું.

ત્યારબાદ અમદાવાદમાં સન ૧૯૦૯માં **શ્રાવિકાશ્રમની** સ્થાપના થઇ, તેમા સન્ ૧૯૧૦મા દાખલ થયાં અને પાચ વર્ષમાં પ્રવેશિકા સુધીનો ગુજરાતી અભ્યાસ, તથા ગૃહવ્યવસ્થા સંબંધી સારૂં જ્ઞાન, ભરત, સિવણ, ગુંથણ અને ધર્મશાસ્ત્રમાં બાલગુટકા, છઃઢાલા, રત્નકરંડ શ્રાવકાચાર, દ્રવ્યસંગ્રહ, મોક્ષશાસ્ત્ર વગેરે જુદા જુદા પુસ્તકો સાર્થ કંઠાગ્ર થયાં હતાં તેમજ કેટલાક શાસ્ત્રોનું સારી રીતે અવલોકન પણ કર્યું હતું. આ કારણથી તેઓ આશ્રમના એક **મુખ્ય વિદ્યાર્થી** તેમજ ભવિષ્યની એક સમાજસેવિકા તરિકે લેખાતા હતાં. તેઓમાં સહનશીલતા ઉદારતા, દયાળુતા, ધર્મનિષ્ઠા, જાતિય પ્રેમ તથા ક્ષમાદિ **અનેક સદ્ગુણો** ઝળકી ઉઠયા હતા. બાદ સં. ૧૯૭૦મા (ગત વર્ષે) પાલીતાણામા દિગંબર જૈન પ્રાંતિક કોન્ફ્રરન્સ વખતે મહિલા પરિષદ્નો મેલાવડો થયેલો તેમાં પણ જીવકોર-બાઇએ ઘણી મહેનત લીધી હતી, બાદ ત્યાથી ગીરનાર, તારંગાની યાત્રા કરી પાવાગઢ આવ્યાં ત્યા એમની તબિયત બગડી આવી અને જ્વર લાગુ ગયો।

અત્યંત ખેદની સાથે જણાવવુ પડે છે કે આવાં સુયોગ્ય બાઈ આપણી સ્ત્રી સમાજના દુર્દૈવે ૨૮ વરસની નાની વયમા કુટુંબમાં કોઇ ન હોવાથી પોતાની અક્કલ હોશીયારીથી પોતાના ધનનો દુરૂપયોગ ન થાય તે માટે **સાત ટ્રસ્ટીઓ** નીમીને એક વીલ કરી સં. ૧૯૭૦ના ચૈત્રવદ ૩ને સોમવારે પ્રાતઃકાળે આ અસાર સંસાર છોડી **શુભ ધ્યાનથી પંચપરમેષ્ટીનું સ્મરણ કરતાં નીચે પ્રમાણે ફરજ બજાવીને શુભ ગતિને પ્રાપ્ત થયાં છે.**

## વીલમાં દર્શાવ્યા પ્રમાણેની વ્યવસ્થા.

૧૦૦૧) શ્રાવિકાશ્રમ-મુંબઇ.
૫૦૦) 'અર્થપ્રકાશિકા' ગ્રંથ છપાવવા માટે.
૫૦૦) સંસ્કૃત પાઠશાળા માટે જંબુસરમાં.
૩૦૦) થાળીવાડકા માટે વેડચની પંચમાં
૩૦૦) સોજીત્રાની નાતમાં લ્હાણું કરવાને
૨૦૧) પાવાગઢ તીર્થપર
૧૪૭) જરૂર પડે ત્યાંના દિગંબર જૈન દહેરાસરોમાં
૬૦૦) શ્રાવકવનિતાબોધિનીનું ગુજરાતી ભાષાંતર છપાવી "દિગંબર જૈન"ના ગ્રાહકને ભેટ આપવા માટે. ( જો કે આ ગ્રંથમાં વધુ ખર્ચ થયો છે તે પણ મળવાની ગોઠવણ થઇ છે. )
૧૦૦) લાયબ્રેરીમાં કબાટ નં. ૪ કરાવવા માટે.
૧૦૦) ચાંદીનો બાજટ વેડચના દહેરાસરમાં મુકવાને.
૧૦૦) ઔષધદાન માટે.
૫૦) ઋષભબ્રહ્મચર્યાશ્રમ-હસ્તીનાપુર
૫૦) સ્વાધ્યાય કરવા માટે જ્યાં પુસ્તકોની જરૂર પડે ત્યાં મુકવાં.
૫૦) શ્રાવિકાશ્રમ મુંબાઇના વિદ્યાર્થીઓને ઇનામ તથા ભોજન માટે.
૨૫) સોજીત્રાની પાઠશાળાને.
૨૫) કરમસદની પાઠશાળાને.
૧૫) જૈપુરની પાઠશાળાને.
૧૫) સ્યાદ્વાદ મહાવિદ્યાલય—બનારસ.
૧૫) ફુલકોર કન્યાશાળા-સુરત.
૧૫) વનિતાવિશ્રામ-સુરત
૧૫) શેઠ પ્રે. મો. દિ. જૈન બોર્ડિંગ-અમદાવાદ.
૧૫) શેઠ માણેકચંદ પાનાચંદ દિ. જૈન બોર્ડિંગ-રતલામ.
૧૫) જૈન સિદ્ધાંત વિદ્યાલય-મોરેના.

---

રૂ. ૩૬૫૪) કુલ્લે.

આ રકમ તેમણે નીમેલા ટ્રસ્ટીઓએ સર્વ ઠેકાણે મોકલી આપી છે અને તેની **વ્યવસ્થા સારી રીતે થઈ** છે તેમજ રૂ. ૧૦૮૯) પોતાના સગાસબંધીને વ્હેંચી આપ્યા છે અને **સ્થાવર મિલ્કત** હતી, તેમાંથી જંબુસરમાં અને વેડચમાં રૂ. ૨૦૦૦) નાં કેટલાંક ખેતરો વહેંચી આપ્યા છે તથા ત્રણ ઘર હતાં તેમાંથી **રૂ. ૪૦૦૦)** નુ એક ઘર પોતાની મરણ તિથિને દિવસે પૂજા, પ્રભાવના અને ન્યાતિમાં જમણ કરવા માટે આપ્યુ છે રૂ. ૨૦૦૦) નું એક ઘર તથા દુકાન પોતાની ભત્રીજીના પુત્રને આપ્યાં છે અને દુકાનવાળા ઘરનો ઉપલો ભાગ **પાઠશાલા** માટે જંબુસરના મહાજનને ભેટ આપ્યો છે, જે રૂ. ૨૦૦૦) નો છે અને આશરે રૂ, ૧૦૦૦) મરણ પછીની ક્રિયામાં વપરાયા હતા આ પ્રમાણે આ બાઇએ પોતાનું મરણ સુધારી પોતાનુ **જીવન સાર્થક** કર્યુ છે. આ મુજબ અમારી **કેટલીક** વિધવા બ્હેનો **હજારોની** મિલ્કત**વાળી હોય છે, છતાં** અકારશુન્ય **હોવાથી પોતાનુ જીવન અને ધન બન્નેને અયોગ્ય માર્ગે ગુમાવી** જગત્‌ને **ભારરૂપ થઇ, છતે પૈસે જેમતેમ જીદગી ગુજારે છે અને પાછળથી સગાંસબંધીઓ મિલ્કત પચાવી પાડે છે તેમણે આ બાઇનું અનુકરણ કરી શ્રાવિકાશ્રમ કે સત્સમાગમ** કરી જ્ઞાન-વૈરાગ્ય ગ્રહણ કરવાને પાત્ર બનવું જોઇએ.

સમાજસેવિકા-
**મગનબ્હેન,**

**શ્રાવિકાશ્રમ**, જુબીલીબાગ,
તારદેવ-**મુંબાઇ.**

॥श्री वीतरागाय नमः॥




## प्रकरण १ लुं.



### स्त्री पर्याय.

આ સંસારમાં જેટલા જીવ છે તે સર્વ સુખની પ્રાપ્તિ અને દુ:ખનો નાશ ઇચ્છે છે એવો કોઇપણ જીવ નહીં હોય જે દુ:ખથી ડરી સુખની ઇચ્છા ન કરતો હોય, પરન્તુ તેઓ સુખ પ્રાપ્ત કરવાના અને દુ:ખને નાશ કરવાના યોગ્ય ઇલાજ નહી જાણવાથી અને વિરૂદ્ધ આચરણ કરવાથી ઘણા પ્રકારના માનસિક અને શારીરિક દુ:ખોથી દુ:ખી થઇ રહે છે. પછી જ્યારે શાસ્ત્રમાં કહેલા નર્ક ગતિનાં ઘોર દુ:ખનુ સ્મરણ થાય છે ત્યારે હૃદય કંપી ઉઠે છે.

વાસ્તવિક રીતે વિચાર કરી જોઇએ તો જગતમાં સર્વ પ્રાણી ધર્મ ધર્મ કહે છે પરન્તુ ધર્મના સ્વરૂપને જાણતા નથી, જેથી આંધળાની ટોળીની માફક ભટકતા ભટકતા જુદા જુદા પ્રકારના દુ:ખરૂપ ઠોકરા ખાય છે.

આ માટે શ્રી ગુરૂએ કરૂણાબુદ્ધિદ્વારા **ધર્મનો ઉપદેશ** આપી સાચુ સુખ પ્રાપ્ત કરવાનો ઉપાય બતાવ્યો છે; તે પ્રમાણે આ પુસ્તકમાં કાઇંક લખાય છે આશા છે કે બંધુઓ અને બ્હેનોમાં તે ઉપયોગી થઇ પડશે.

યાદ રાખો કે **આત્માના સ્વભાવને ધર્મ કહે છે**, તે ધર્મને જાણી ને પ્રમાણેજ વર્તન રાખવાથી દુઃખનો નાશ થઇ સાચું અને સ્વતંત્ર સુખ મળે છે. આથી સર્વ બુદ્ધિમાન અને આસ્તિક મનવાળા નિર્વિવાદે સ્વીકાર કરે છે કે, **ધર્મ વિના સુખની પ્રાપ્તિ થવી અસંભવ છે.**

આ આત્માનો ધર્મ યાને રાગદ્વેષ રહિત જોવું, જાણવુ, અનાદિ કાળથી હિંસા, અસત્ય, ચોરી, કુશીલ અને તૃષ્ણા આદિ પાપકર્મરૂપ પ્રવૃત્તિના કારણ મલીન અર્થાત્ રાગદ્વેષરૂપ થઇ રહ્યા છે આથી તેમને (કર્મને) શુદ્ધ કરવા માટે આ પાપોને છોડી **અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય**, અને **સંતોષ**રૂપે પ્રવર્તવાનો ઉપદેશ આપણા આચાર્યોએ ત્યાં ત્યાં આપ્યો છે આત્માના ધર્મને સાધ્ય કરવાવાળાએ આ પાંચ પાપના ત્યાગને ધર્મ કહ્યો છે, કારણકે એ પ્રમાણે આદરવાથીજ આપણે આ સંસારના દુઃખોથી છુટી સ્વાનંદ અને પરમાત્મદશાને પ્રાપ્ત કરી સાચા સુખી થઇ શકીએ છીએ. **શ્રી રત્નકરંડશ્રાવકાચારમાં** કહ્યુ છે કે.–

જે નર્ક, પશુ આદિ કુગતિના અસહ્ય નિકૃષ્ટ દુઃખોમાંથી બચાવી, સ્વર્ગ મોક્ષના ઉત્કૃષ્ટ સુખને પ્રાપ્ત કરાવે, **તેને ધર્મ કહે છે.** એવો વાસ્તવિક અને સાચો **ધર્મ** બીજો કોઇ નહિ, પરંતુ **આત્માનો સ્વભાવજ** છે અને એ સ્વભાવની પ્રાપ્તિ કરવી તે

યથાર્થ ધર્મ છે તથા જે ઉપાયો કરવાથી આ જીવાત્મા અનાદિ કર્મરોગોથી નિવૃત્ત થઈ રાગદ્વેષરૂપ અશુદ્ધતાને છોડી શુદ્ધ પરમાત્મા બને, તે ઉપાયો અર્થાત્ કારણોનું નામ **વ્યવહાર ધર્મ** છે અને તે પ્રમાણે વર્તન કરવુ તેજ આપણો પરમ પુરૂષાર્થ છે, આથી હવે તે **વ્યવહાર ધર્મનું વર્ણન** કરાય છે; કારણકે એ નિશ્ચય ધર્મની ઉત્પત્તિનુ કારણ છે.

**ઇંદ્રિયોની વિષયવાસના** દ્વારા ઉત્પન્ન થયેલા પાંચ પાપોની અગ્નિ તથા ક્રોધાદિ **ચાર કષાયોની** ઉત્પત્તિને રોકનાર વ્યવહાર ધર્મજ છે કે જે મુનિવ્રત તથા શ્રાવકવ્રતના ભેદથી પળાય છે. **મુનિધર્મ** તેર પ્રકારે ચારિત્રરૂપ છે **પાંચ મહાવ્રત, પાંચ સમિતિ** અને **ત્રણ ગુપ્તિ** હવે શ્રાવકના વ્રત બાર ભેદરૂપે છે **પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત** અને **ચાર શિક્ષાવ્રત;** તથા **અગિયાર પ્રતિમારૂપ** પણ શ્રાવક ધર્મ છે. આ સ્થળે શ્રાવક તથા મુનિવ્રતનુ વિસ્તારપૂર્વક વર્ણન કરવાથી પુસ્તક બહુ વધી જવા સિવાય ધારેલા ફળની હાનિ થાય તેથી જેમણે આ વિષે પૂરા માહિતગાર થવું હોય, તેમણે શ્રી **મુલાચારજી, શ્રી પુરૂષાર્થ સિદ્ધયુપાયજી, શ્રી સ્વામિ કાર્તિકેયાનુપ્રેક્ષાજી** તથા બાકીના આચાર્યકૃત શાસ્ત્રોથી જાણી લેવુ

એતો નિશ્ચય છે કે જે પુરૂષ શ્રાવકવ્રતની **અગિયાર પ્રતિમા પરિપૂર્ણ રીતે પાળી શકતા નથી તે કદાપિ મુનિવ્રત ધારણ કરવા લાયક નથી** અને પ્રથમ, [1]મિથ્યાત્વ, [2]અન્યાય, [3]અભક્ષનો ત્યાગ

(૧) કુદેવ આદિનું પૂજન. (૨) સપ્ત વ્યસનનું સેવન. (૩) આઠ મૂલગુણ નહિ પાળવા (મદ્યાદિનુ ભક્ષણ.)

કરી શકાય તોજ શ્રાવકવ્રત પાળવાની યોગ્યતા થઈ શકે છે. જે સ્ત્રી અને પુરૂષ આ મહાન પાપો સેવન કરવા છતાં પણ પોતાને વ્રતી શ્રાવક કહેવડાવે છે, તે એક પણ અક્ષરના જ્ઞાન વિનાના પુરૂષને પંડિત કહેવા બરોબર છે. આથી જે સ્ત્રી અને પુરૂષ સાચા સુખને ઇચ્છે છે, તેમણે આ ત્રણ દોષ સર્વથા ત્યાગ કરવાયોગ્ય છે.

**વર્તમાન કાળમાં** ગૃહસ્થાશ્રમની અવસ્થા જોઈને ખેદપૂર્વક કહેવું પડે છે આ દુર્ઘટ **પંચમ કાળના** પાપમય સમયમાં આ ત્રણે દોષ જૈન સમાજમા દિવસે દિવસે વધતાજ જાય છે અને ગૃહસ્થોનો ક્રિયાકાંડ એટલો બગડતો ચાલ્યો છે કે, જેનુ વર્ણન કરવાથી, **'આપણી જાંગ ઉઘાડવાથી આપણનેજ શરમાવું પડે છે'** એ કહેવત મુજબ દશ્ય થાય છે, તેનું મુખ્ય કારણ એ છે કે આજકાલ મુનિઓનો સદ્‌ભાવ તો દૂરજ રહ્યો, પણ પ્રતિમાધારી, ત્યાગી, સયમી પુરૂષોનો પણ આપણા દેશમાં એક પ્રકારના અભાવ જેવું દ્રષ્ટિગોચર થઈ રહ્યું છે. શાસ્ત્રોનું પઠન કરવાથી માલુમ પડે છે કે પ્રાચીન કાળમાં આ દેશમાં **હઝારો મુનિઓ**નાં ટોળેટોળા અનેક સ્થળે ભ્રમણ કરી **ધર્મોપદેશ** આપી ધર્મની રક્ષા, ઉન્નતિ અને પ્રભાવના કરતા હતા, જેમને **શ્રાવકો** ભક્તિપુર્વક આહારદાન આદિ આપી ગૃહસ્થાશ્રમ સફળ કરતા હતા આથી સિદ્ધ થાય છે કે તે સમયે **જૈની માત્રના ઘરમાં શાસ્ત્રોક્ત વિધિપૂર્વક શુદ્ધ આહાર આદિની યોગ્યતા હતી** અને ત્યારેજ આટલા સંયમી પુરૂષોનું ભોજન દોષરહિત થતું હતું. તે સમયે સર્વે સ્ત્રી-પુરૂષો શાસ્ત્રોના જ્ઞાતા થતા હતા તથા તેઓ સારી રીતે સમજતા હતા કે **સાધુ સંયમીને આહાર કરાવ્યા**

**વિના ભોજન કરવું એ અયોગ્ય અને ગૃહસ્થધર્મથી વિરૂદ્ધ છે;** આથી તેઓ ભોજન કરવા પહેલાં દ્વારપેક્ષણ[1] કરતા અને કોઇ ઉત્તમ મહા પુરૂષ સાધુ સંયમીને આહારદાન આપતા, તો પોતાનું મહાભાગ્ય સમજતા હતા. કદાચ કોઇ સાધુ અથવા ઉત્તમ શ્રાવકનો સંયોગ ન મળતો, તો પોતાની આત્મનિંદા કરી સાધુઓના આહારના સમયને ઉલંઘી ભોજન કરતા હતા. તેમને એ સારી રીતે માલૂમ હતું કે **ગૃહસ્થીનું ઘર** છ કર્મોના આરંભી હિંસાના કારણથી સ્મશાન સમાન છે **તે અતિથિના સત્કાર વિના કદાપિ સફળ અને શુદ્ધ** થઇ શકતું નથી.

વર્તમાન કાળના જૈનોના ખાનપાનની ક્રિયા એટલી નષ્ટભ્રષ્ટ થઇ રહી છે કે કદાપિ થોડા પણ સંયમનો ધારી શુદ્ધ મર્યાદાપૂર્વક ભોજન કરનાર એકપણ સ્વધર્મી સજ્જન કર્મયોગે કોઇને ઘેર આવી પહોંચે, તો તેના લાયક ખાનપાનની સામગ્રી મળવી મુસ્કેલ થઇ પડે છે. જેવી તેવી સામગ્રીની મેળવણી કરી અપાય, તો ક્રિયાપૂર્વક ખાનપાન તૈયાર કરનારનો અભાવ નજરે પડે છે કેમકે ઘણુંખરૂં ગૃહસ્થ સ્ત્રીઓ ક્રિયાપૂર્વક રસોઇની વિધિથી અજાણી છે આવી અવસ્થામાં કદિ બે ચાર સંયમી પૂરૂષો કોઇ જગ્યાએ આવી પહોંચે, તો કહો કે તેમને શુદ્ધ ભોજન કેવી રીતે મળી શકે? ઘણાજ ખેદ સાથે કહેવું પડે છે કે આવાજ દોષોથી આ નિકૃષ્ટ કાળમાં સાધુવ્રત લેવું અતિ કઠીન થઇ ગયું છે અને ને એટલે સુધી છે કે **ક્ષુલ્લકવ્રત** લેવાનું સાહસ પણ કોઇ ભાગ્યેજ કરે છે ભાઈઓ! આવા કારણથી ત્યાગી સત્પુરૂષોના અભાવથી જૈન

---

૧. રાહ જોઈને ઉભા રહેવું તે.

કોમમાંથી ઉપદેશ ચાલ્યો ગયો અને **મિથ્યાત્વ, અન્યાય** અને **અભક્ષનું જોર** વધી ગયું. જે મહાન્ પુરૂષ પોતાના જ્ઞાનરત્નથી વિભૂષિત થઇ સંસાર, શરીર અને ભોગોથી મમત્વ ઘટાડવા ચાહે છે તેમણે શુદ્ધ ખાનપાન ન મળવાના કારણે લાચાર થઇ પોતાના ઘરમાજ શ્રાવકવ્રત પાળી સંતોષ કરવો પડે છે, કેમકે ધર્માત્મા માટે રાગદ્વેષ મટાડનારી **સુબુદ્ધિને ઉત્પન્ન કરનારી શુદ્ધ ક્રિયા અને આહાર વિધિની વિશેષ આવશ્યકતા** છે કારણકે મલિન બુદ્ધિ અને ધર્મપર અરૂચિ થવાનું મુખ્ય કારણ એક શુદ્ધ આચરણની ન્યૂનતા છે, એટલુજ નહિ પરંતુ **નિર્ધનતા અને મૂર્ખતા થવાનું એક સાધારણ કારણ અનાચારજ** છે. દુઃખ, શોક, રોગ આદિની વૃદ્ધિ પણ ખાનપાનની ભ્રષ્ટતાથી થાય છે; આથી દરેક જૈને પોતપોતાના ઘરની ક્રિયા અને ખાનપાનપર લક્ષ આપી યોગ્ય વ્યવસ્થા કરવી અને જે કાંઇ ખામી હોય તેને દૂર કરવી જોઇએ.

**રસોઈ આદિની સંપૂર્ણ ક્રિયા ગૃહસ્થના ઘરમાં સ્ત્રીઓને આધિન** છે, એ માટે સ્ત્રીઓ બુદ્ધિશાળી. કેળવાયલી અને શાસ્ત્રોના રહસ્યથી જાણ હોય, તોજ શુદ્ધ રસોઈ તૈયાર થાય છે અને કોઈ તેને અનાચારનો ઉપદેશ આપી શકતો નથી. એથી ઉલટું જ્યારે સ્ત્રીઓ અભણ અને મૂર્ખ હોય છે ત્યારે ખાનપાનનું તો શું પણ ગૃહસ્થીના દરેક કામ વિવેકરહિત કરે છે: કારણકે **સ્ત્રીઓનો સ્વભાવજ ચંચળ** છે અને એના ચંચળ મનરૂપી ઘોડાને રોકવા જ્ઞાનરૂપી લગામ નથી. આવા કારણથી તે બિચારી પ્રત્યેક કામ વિનાવિચારે ઉતાવળથી અયત્નાચારપૂર્વક કરી બેસે છે. તેઓ શાસ્ત્રોક્ત રીતિએ ગૃહસ્થીનાં

કામ જેવા કે **ઘંટી, ચુલો, રસોઇ, પાણી ગાળવું** આદિ ક્રિયાઓની વિધિ બરાબર જાણતી નથી. તેથી દરેક કામમાં દયા અને શુદ્ધતાનો રજ માત્ર પણ વિચાર કરી શકતી નથી, તો એમાં બિચારી સ્ત્રીઓનો શું દોષ? **પુરૂષોની મૂર્ખતા તો એથી પણ વધારે** છે કે, જેઓ સ્ત્રીઓને સંતાનોત્પત્તિનું કારણ સમજી પશુ સમાન મૂર્ખ રહેવા દે છે, તેઓ નથી સમજતા કે પુરૂષોનુ કામ ફક્ત ન્યાયપૂર્વક દ્રવ્ય કમાવવાનું છે અને ગૃહસ્થીના સંપૂર્ણ કાર્ય **ચલાવવા માટે તો સ્ત્રીઓજ છે.**

આવાજ અવિવેકી પુરૂષો, પોતાના ઘરમા સ્ત્રીએ જેવુ શુદ્ધ અશુદ્ધ ભોજન તૈયાર કર્યું હોય તેને અજ્ઞાનતાથી જોયા સિવાય કે પૂછ્યા સિવાય પશુની માફક પેટ ભરી સંતુષ્ટ થઇ પોતાને કૃત-કૃત્ય માને છે. તેઓ એટલો પણ વિચાર કરતા નથી કે જ્યારે આપણા જેવા ભણેલાગણેલા તથા હમેશાં શાસ્ત્ર સાંભળનારા તથા પંડિતોના સહવાસમા રહેનારા પુરૂષોનો આવો ભ્રષ્ટાચાર છે તો સ્ત્રીઓને શુ ગરજ રહી કે રસોઇની સામગ્રીને ઘણો સમય ગાળી અને યુક્તિપૂર્વક જોઇનપાસી રસોઈ અને ગૃહસ્થીનાં બીજાં કાર્ય કરે.

આથી ઉલટું કોઇ કોઇ જગ્યાએ એવું દ્રષ્ટિગોચર થાય છે કે સ્ત્રીઓ શુદ્ધ આચારવાળી હોય છે અને પોતાને કરવાની રસોઈ આદિ સંપૂર્ણ કાર્યને હિંસા આદિ દોષરહિત સંયમ પળી શકે તેવી રીતે કરે છે, કેમકે તેઓ શાસ્ત્રો વાચી અથવા વિદ્વાનોના મુખે સાંભળી આ વાત સારી રીતે જાણે છે કે જો આપણે **પ્રમાદ અને અજ્ઞાનતાથી હિંસા આદિ પાંચ પાપ ઉપાર્જન કરી-શું, તો એનાં કડવાં ફળ આપણનેજ ભોગવવાં પડશે;**

પુરૂષો તો ઘરના કામ જોવા આવતા નથી, પાપ પૂન્ય તો અમારે માથેજ છે એવુ સમજીને તે જ્ઞાની સ્ત્રીઓ ચૂલા–ચોકાની શુદ્ધતા શરીર વસ્ત્ર આદિની પવિત્રતા, રસોઇની સામગ્રીની મર્યાદા તથા વાસણ આદિની સફાઇપર ધ્યાન રાખી ભોજન તૈયાર કરે છે, પરંતુ **પુરૂષોનો આચાર** એવો ભ્રષ્ટ થઈ રહ્યો છે કે પોતે જોડા પહેરી બજારના કપડા સહિત દુકાનપર અથવા ચોકાની બહાર **કંદોઈની દુકાનની અશુદ્ધ વસ્તુઓ મંગાવી** ઉભા ઉભા અગર બેઠા બેઠા રાત્રિએ પણ જેવાતેવાપ્રકારે ખાય છે. આવી દશામા બિચારી સ્ત્રીઓનો શું દોષ છે ? પરતુ **આ દશા જૈનોમાં દશ હજાર પાછળ ભાગ્યેજ એક બે સ્ત્રીઓની હશે,** બાકી તો બિચારી જાણતીજ નથી કે શુદ્ધ અશુદ્ધ ભોજન અને પાપ–પુન્ય કોને કહે છે ? તેઓ તો જેમ બને તેમ પોતાના પતિ આદિ કુટુંબ માટે જેવાતેવાપ્રકારે ભોજન બનાવી દે છે, આથી ખેદ સાથે કહેવું પડે છે કે આપણા **ગૃહસ્થીઓની ક્રિયા ઘણીજ ભ્રષ્ટ થઇ રહી** છે, તેથી આપણી વ્હાલી બ્હેનોને એટલુંજ કહેવાનું છે કે તમે તમારા જોખમનાં કાર્યો નિર્દોષ રીતે પુરા કરી પાપથી બચો. **વ્યર્થ નામધારી ન થતાં પોતાના પતિને પણ સુમાર્ગ પર લાવવાને યથાશકિત પ્રયત્ન કરો.** ગૃહસ્થીના કાર્યોમાં પ્રમાદ, અજ્ઞાન અને કષાયને વશ થઇ જે પાપ લાગે છે તેની ભોક્તા સ્ત્રીજ છે, તેથી પાણી ગળવું, ચૂલ્હા (રસોઇ)નું કાર્ય, ઘંટીનું કામ, વાસીદુ વાળવું વગેરે ઘણાજ વિચાર અને યત્ન–પૂર્વક કરવું એ સ્ત્રીનું પરમ કર્તવ્ય છે. સ્ત્રીઓ ચાહે તેટલા ઉપવાસ અને શાસ્ત્રશ્રવણ આદિ શુભ કાર્યો ભલે કરે, પરંતુ **ગૃહસ્થીના**

**ખાનપાન આદિ કાર્યોમાં વિવેક ન રાખવાથી તેની સર્વે ધર્મનિષ્ઠા નિષ્ફળ થઈ જાય છે;** કારણકે ધર્મ કરવાનું ફળ એજ છે કે હિંસા, કષાય આદિથી બચવું અને તેથી ઉલટું હિંસાદિક કરી પાપ પેદા કરવું નહીં.

આ વાત જગત્પ્રસિદ્ધ છે કે **પુન્યનું ફળ સુખ અને પાપનું ફળ દુ:ખ છે,** તેથી પ્રત્યેક જીવે પાપથી પોતાના કર્તવ્યને સારી રીતે સમજી **યત્નાચારપૂર્વક સર્વ વ્યવહાર કરવો જોઇએ.** એવું જાણવા છતાં પણ જે સ્ત્રીઓ અસાવધાન રહે છે, તે પોતાના હાથથી પોતાના માથા ઉપર પાપનો બોજો લાદે છે, જેથી તેને **વર્તમાન** પર્યાયમાંજ જુદા જુદા પ્રકારનાં **દુ:ખ** ભોગવવા પડે છે અને **ભવિષ્ય** માટે નર્ક, તિર્યંચ આદિ ગતિનો બંધ થાય છે, જ્યાં લાચારીથી જુદાજુદા પ્રકારનાં દુ:ખ ભોગવવાં પડે છે શાસ્ત્રોનું વચન છે કે પ્રથમ તો સ્ત્રી પર્યાયજ નિંદ્ય છે, જે નઠારા કર્મોના ઉદયથી પ્રાપ્ત થાય છે જેણે **પૂર્વ જન્મમાં મિથ્યાત્વ સેવન** અર્થાત્ કુગુરૂ, કુદેવ અને કુધર્મનું આરાધન કર્યું હોય, અભક્ષ્યનું ભક્ષણ કર્યું હોય, રાત્રિભોજન કર્યું હોય, અણગળ પાણી પીધું હોય, ઘોર અત્યાચાર કર્યા હોય ઇત્યાદિ **ખોટાં કર્મ ઉપાર્જન કરવાથી સ્ત્રી પર્યાય પ્રાપ્ત થાય છે. સ્ત્રીનું નિંદ્ય શરીર મોહનો મ્હેલ છે.** એ સિવાય બીજા કટલાક અવગુણો તો સ્ત્રીમાં સ્વભાવિક રીતે હોય છે, તે માટે નિતિકારોએ કહ્યું છે કે—

**अनृतं साहसं माया, मूर्खत्वमतिलोभता।**
**अशुचित्वं निर्दयत्वं, स्त्रीणां दोषाः स्वभावजाः ॥ १ ॥**

**અર્થાત્**—જૂઠું, સાહસ, માયાચાર, મૂર્ખપણું, અતિ લોભીપણું, અપવિત્રતા અને નિર્દયતા એ સર્વ દોષો સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતેજ હોય છે, તે વચન આજની ભારતભગિનીઓની વર્તમાન દશાને દેખાડે છે. પ્રાચીન કાળની અને આધુનિક કાળની વિદુષી સ્ત્રીઓ ઉપર આ દોષારોપણ થતો નથી. આ સિવાય **સ્ત્રી પર્યાયમાં** આખી જીંદગી સુધી **પરાધીનતાથી** અનેક દુઃખ ભોગવવાં પડે છે જેવા કે–બાળ વયમા **પિતાની**, યુવાવસ્થામાં **પતિની** અને વૃદ્ધાવસ્થામાં **પુત્રની પરાધીનતામાં** રહેવું પડે છે, ઇત્યાદિ અનેક દુઃખ ભોગવવા પડે છે.

જુઓ! આવી સ્ત્રી પર્યાય પામીને પણ **પ્રાચીન કાળમાં પતિવ્રતા સ્ત્રીઓએ કેવી રીતે પોતાનું કર્તવ્ય પાળી સંસારનો નમુનો બનવા ઉપરાંત પોતાનુ આત્મકલ્યાણ** કર્યું. **श्री हरीवंशपुराण** થી જણાય છે કે, જ્યારે બાવીસમા તિર્થંકર **શ્રી નેમિનાથ સ્વામી** લગ્ન સમયે રથમા બીરાજમાન થઇ **જાન** લઇને સાસરે જઇ રહ્યા હતા, ત્યારે માર્ગમાં ઘણા **પશુઓને** એક વાડામાં ગોધેલા જોઈ એનું કારણ સારથીને પૂછ્યુ, ત્યારે સારથીએ હાથ જોડી વિનયસહિત કહ્યુ કે–'હે નાથ! હે દીનદયાળ, કરૂણાસાગર! આ સર્વ મુગાં પ્રાણીને આપના લગ્ન પ્રસંગે આવેલા ભીલાદિ માંસભક્ષક માટે રોકવામાં આવ્યા છે, જે આપને અનાથ-રક્ષક જાણી પોકારી રહ્યા છે કે '**હે નાથ! અમારી રક્ષા કરો**'

આવા કરૂણોત્પાદક ધર્મવચન સાંભળી અને **અવધિજ્ઞાનથી કૃષ્ણનો પ્રપંચ જાણી** મનમાં વિચારવા લાગ્યા કે,–'અહો! ધિક્કાર આ વેશ્યા સમાન ચંચળ રાજલક્ષ્મીને! અને **હજારવાર**

ધિક્કાર છે આ રોગ સમાન ભોગને! કે જેના નિમિત્તે મહાન પુરૂષ પણ નિડર થઇ પાપ કર્મોમાં તત્પર થાય છે.' એવો વિચાર થતાંજ, લગ્નનાં સર્વ કાર્યને છોડી, ભોગથી મ્હોં મરડી, હાથના કંકણ તોડીને દૂર ફેંકી દીધા અને સંસારઉદાસી, મોક્ષ-ભિલાષી, જિનરાજ શ્રી નેમપ્રભુ બાર ભાવનાઓનું ચિંતવન કરતા ગીરનાર પર્વત ઉપર દિગંબરી દિક્ષા લઇ આત્મહિત કરવા લાગ્યા.

આ સમયે રાજકન્યા રાજા ઉગ્રસેનની પુત્રી શ્રીમતી રાજુલદેવી કે જે વિવાહોત્સવનો હર્ષ અને શ્રી નેમનાથજી જેવા ભરથાર મળ્યાથી આનંદમાં મગ્ન હતી. તેણે જ્યારે આ સમાચાર સાંભળ્યા કે, શ્રી નેમકુમારે મુનિવ્રત ધારણ કર્યું છે, ત્યારે બહુજ ખિન્ન થઇ અને મનમાં વિચાર કરવા લાગી-હાય! કર્મની વિચિત્ર ગતિ તો જુઓ કે જે ક્ષણ માત્રમાં કાંઇનું કાંઈ થઇ ગયું. મ્હેં પૂર્વભવમાં કાંઈ એવું પાપકર્મ કર્યું હશે કે જેના ઉદયે આવી પરાધીન, નિંદ્ય, દુઃખની ખાણરૂપ સ્ત્રી પર્યાય પામી, તે છતાં પણ આ ઘોર દુઃખ કે લગ્ન પ્રસંગેજ પતિનો વિયોગ !!! અહા '! ધિક્કાર છે આ ઇન્દ્રજાળ સમાન જગતના વિચારને ! જે મારી પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થઈ રહ્યા છે. હવે એવો ઉપાય કરૂં કે જેથી આવી સ્થિતિ પ્રાપ્ત ન થાય, પણ સંસારના જન્મમરણથી બચી જાઉં.

એવો વિચાર કરી તુર્તજ અર્જિકાના વ્રત આદર્યા અને પછી સમાધિમરણ કરી સોળમા સ્વર્ગમાં દેવપણે ઉત્પન્ન થઇ. ધન્ય છે તેવી સ્ત્રીરત્નને કે જેણે શરીરરૂપ કાદવથી મોક્ષરૂપ રત્ન પેદા કર્યું અને સાંસારિક સુખને તૃણ સમાન ગણ્યાં. આ પ્રમાણે દરેક

શ્રાવિકાએ વર્તવું જોઇએ કે જેથી સાચા સુખની પ્રાપ્તિ થાય અને નામ પણ અમર થઇ જાય.

જે સ્ત્રીઓ આ ઉત્કૃષ્ટ જૈનધર્મ, ઉત્તમ શ્રાવકકુલ, અને ધર્મોપદેશ આદિ સામગ્રી પામ્યા છતાં પણ પોતાનું કલ્યાણ કરતી નથી તે મહા મૂર્ખ, પોતાને ઘેર આવેલી લક્ષ્મીને લાત મારી કાઢે છે તેમજ અમૃત છોડી હળાહળ-વિષયપાન કરે છે. જે પ્રકારે મૂર્ખના હાથમાં ચીંતામણીરત્ન આવે અને તેને કાંકરો સમજી કાગડો ઉડાવવા ફેંકે અને પછી દુ:ખી થાય, તે પ્રમાણે **આ દુર્લભ સામગ્રીને મેળવી જે સ્ત્રીઓ પોતાનું હિત કરતી નથી, તે મહામૂર્ખ અને અભાગીણી** છે, માનો કે તે પોતાના હાથેજ નર્ક જવાને માર્ગ બતાવે છે કે જે **નર્કમાં ક્ષણ માત્ર પણ વિશ્રાન્તિ નથી,** તથા સાગરોપમ છેદનભેદન, મારનતાડન આદિ અનેક પ્રકારનાં દુ:ખો ભોગવવા પડે છે કે **જે દુ:ખનું ચિંત્વન માત્ર કરવાથી હ્રદય ફાટી જાયછે.**

આવું સમજી સર્વે બ્હેનોએ **શાસ્ત્ર** અધ્યયન અથવા શ્રવણ કરી સૌથી પ્રથમ કુદેવ, કુગુરૂ અને કુધર્મનો સમાગમ તજવો જોઇએ, કારણકે પૂર્વ સંસ્કારના બળથી સંસારી જીવ પોતાની ભૂલથી પરપદાર્થોમાં મદોન્મત થઇ રહ્યા છે તે ઉપર આનુ (કુદેવ, કુગુરૂ, કુધર્મનું) સેવન કરવાથી **મોહની પ્રબળતા** વધે છે અને આત્મકલ્યાણનું ભાન સુદ્ધાં પણ રહેતું નથી.

એ પછી અભક્ષ્ય અને અન્યાયને છોડવાં જોઇએ. જે બુદ્ધિવાન સ્ત્રીઓ મિથ્યાત્વને છોડી, રસોઇની સામગ્રી પોતાને હાથે સાફ કરી, ચોખ્ખું પાણી ગાળી યત્નાચારપૂર્વક રસોઇ કરે છે અને ગૃહ-

સ્થારંભના પાપથી ડરે છે તેજ નિષ્પાપી અને સાધ્વી છે કેમકે **ગૃહસ્થી સંબંધીના પાપો સ્ત્રીને અને દ્રવ્યોપાર્જનનું પાપ પુરૂષને માથે રહે છે.** જે સ્ત્રીપુરૂષ પોતાનાં કાર્ય પ્રમાદ અને અજ્ઞાનતાથી કરે છે તે પોતપોતાનાં કર્મોનાં ફળ ભોગવે છે. જે ઘરમાં સ્ત્રીપુરૂષનું યુગલ (જોડું) જ્ઞાની અને વિવેકી છે તે જાણે દેવોનું જોડું છે. મનુષ્ય, દેવ અને સ્ત્રી દેવાંગના સમાન સુખી રહે છે, **ઘર, દેવમંદિર અને દેશ સ્વર્ગપુરી** સમાન છે, પરન્તુ જ્યા આથી વિરૂદ્ધ કલહ અને અપ્રેમ છે અર્થાત્ **મૂર્ખ, કલહપ્રિય અભણ સ્ત્રીનો જે ઘરમાં વાસ છે તે ઘર નર્ક સમાન અને તે ઘરના રહેનાર સ્ત્રીપુરૂષ શ્વાનાદિ પશુઓથી પણ નિકૃષ્ટ છે.** કદાચિત્ કર્મયોગે સ્ત્રી પુરૂષ બન્નેમાંથી કોઈ એક અજ્ઞાન હોય તો બીજાની ફરજ છે કે તેને અનેક પ્રકારે, મિષ્ટ ઉપદેશ આપી સત્ય માર્ગ પર લાવે, કેમકે **સંસારમાં દમ્પતિ સમાન મિત્ર અને હિતકારી કોઇંજ નથી** ગૃહસ્થાશ્રમરૂપી ગાડીના બન્ને પૈડા ઉત્તમ હોય, તોજ તે ધારેલે ઠેકાણે પહોંચી શકે છે. જે સ્ત્રી પુરૂષ અથવા કુટુમ્બો પરસ્પર આનંદ-પૂર્વક રહેતાં નથી તે દુશ્મન સમાન મહાન દુ.ખી અને અવિચારી નિન્દાને પાત્ર છે, જ્યારે તેઓને પોતાનાજ ઘરમા શાંતિ મળતી નથી, તો તે બિચારા પરમાર્થ માટે પોતાના ચિત્તને સ્થિર કરી ધર્મમાં લીન કેવી રીતે થઇ શકે ?

આટલાં વિવેચનથી સર્વે શ્રાવિકા બ્હેનોને એટલુંજ કહેવાનું છે કે, **તમારાવડેજ આ જૈન જાતિ અશુદ્ધ ખાનપાન અને આચરણમાં નીચી પંક્તિએ છે કે જેથી વત**

પાળવાનું કઠણ થઇ પડયું છે એ વાત શું તમારે માટે શોભા-સ્પદ છે? તમને તો એજ ઉચિત છે કે આળસ છોડીને પોતાની જીંદગી **સીતા, દ્રોપદી, અંજના, મંદોદરી, સત્યભામા, રૂક્ષ્મણી, બ્રાહ્મી, સુંદરી** આદિ સન્નારીઓની માફક શીયળ રત્નને સાચવી ધર્મમા લીન થઇ આ જન્મને સફળ કરવો. મિથ્યાત્વ, અન્યાય અને **અભક્ષ્યનો વ્યવહાર** જે તમારાથીજ ગૃહસ્થીમા ફેલાઈ રહ્યો છે, તેને **તત્કાળ** ત્યાગવો જોઇએ જ્યારે આવા કારણે તમારૂં લૌકિક અને પારલૌકિક બગડે છે, તો તેનો આદર શા માટે કરવો જોઇએ?

**પવિત્ર બ્હેનો**! ખેદ એટલા માટેજ છે કે, તમારામા વિદ્યા નથી. કદાચ વિદ્યા શીખ્યા હોત, શાસ્ત્રાનુ અવલોકન કર્યું હોત તથા સાભળ્યું હોત તો સારી રીતે સમજી શકત કે પહેલા કેવી કેવી સ્ત્રીઓ ગુણવાન હતી? એક **કૈકેયીનોજ** દાખલો લઇએ કે જેને સ્વયવરમા મોટા મોટા રૂપવાન રાજપુત્રો હોવા છતા પણ દરિદ્ર વેષમા છૂપેલા **દશરથ**રૂપી પુરૂષરત્નના ગળામા વરમાળા આરોપી પોતાની ગુણજ્ઞતા પ્રગટ કરી હતી. પછીથી દશરથ એકલાનેજ, હજારો રાજાઓના વચમાથી કૈકેયીને બચાવી લેવી પડી જો **મંદોદરી** વિદુષી અને ધર્માત્મા ન હોત, તો પોતાના પતિ **રાવણને** અન્યાય કર્મથી બચવાને કેમ શીખામણ આપત? જો **અંજના સતી** ધર્માત્મા અને જ્ઞાનવાન ન હોત તો વિવાહ પછી પતિને પોતાનાથી ઉદાસી થયેલો જોઈ **૨૨ વર્ષ સુધી શીયળવંતી** અને પતિપ્રેમમાં કેમ રહી શકત?

સાડી ચોવીસસો (૨૪૫૦) વર્ષ પહેલા **રાજા શ્રેણિકની રાણી ચેલણા** કેવી ધર્મજ્ઞ, પતિવ્રતા અને વિવેકી થઈ ગઇ છે કે

જેણે પોતાના પતિને **બૌદ્ધમાંથી જૈની** બનાવી આત્મહિતના સન્મુખ કર્યા અને જે નિત્ય શુદ્ધ ભોજન બનાવી, મુનિને આહારદાન આપતી અને ત્યાર પછી પોતે ભોજન કરતી હતી. આથી સ્ત્રીઓનું એજ કર્તવ્ય છે કે, ઉપર્યુક્ત ગુણો ગ્રહણ કરી સંસારમા સુયશ અને પરલોકમા શુભ ગતિની પ્રાપ્તિ કરવી.

## प्रकरण २ जुं.

### ✤ स्त्री केळवणी. ✤

ताडन शिक्षण सुखमई, लाडन है दुःख मूल ।
जो शिशुगण हित चहत हो, लाड करहु मति मूल ॥ १ ॥

અવશ્ય જાણવું જોઇએ કે, **બાળકો માફક બાળકીઓને પણ ન્હાનપણથી શિક્ષણ આપવું જોઇએ** અર્થાત્ ભણાવવાં તથા ગૃહકાર્યથી માહિતગાર કરવાં એ માતાપિતાનું પરમ કર્તવ્ય છે. પોતાની **માતૃભાષા** તો અવશ્ય ભણાવવીજ જોઇએ કે જેથી શાસ્ત્રોના ભાવાર્થ સમજી શકે જેને માતૃભાષાજ આવડતા નથી, તે બીજું ચતુરાઇનું શું કાર્ય કરી શકે ? પુત્રીઓને એટલે સુધી અવશ્ય ભણાવવી જોઇએ કે જેથી તે ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર વાચી શકે, સમજી શકે અને વખત આવે ઘરના હિસાબ વિગેરે કાર્ય પણ કરી શકે.

**જે સ્ત્રીઓ ભણેલી હોય છે તે પોતાનો વખત સારી-રીતે ઉત્તમ કાર્યોમાં વિતાવે છે,** બાળકોને ઉત્તમ ગુણવાન બનાવી શકે છે અને પોતાનો **આલોક અને પરલોક પણ સુધારી શકે છે.** જે પ્રમાણે **કુંભાર** કાચી માટીથી ધારે તેવા વાસણ બનાવી શકે છે તેવીજ રીતે માતા પોતાના **બાળકોના** કોમળ હૃદય ઉપર **સુશિક્ષા**દ્વારા એવી અસર પાડી શકે છે કે જેથી તેઓ ભવિષ્યમાં પરોપકારી, વિદ્વાન, શુરવીર અને સદ્ગુણી બની શકે છે **નાનાં બાળકોને જે શિક્ષા હજાર ગુરૂઓથી નથી મળતી, તે માત્ર માતાજ પોતાના પ્રિય શબ્દોમાં સહજ આપી શકે છે.** જેવી શિક્ષા માતા આપી શકે છે તેવી પિતા આપી શકતા નથી કેમકે બાળકોનો ઘણોજ વખત પોતાની માતા પાસેજ જાય છે. અને બાલ્યાવસ્થામાં જે વાત તેના હૃદયમા ચોંટી જાય છે, તે મરણપર્યંત ભૂલાતી નથી; આથી બુદ્ધિશાળી માતા ન્હાનપણથીજ પોતાનાં બચ્ચાંને સુશિક્ષા આપે છે અને મૂર્ખ માતા ગાળો દેતાં શીખવે છે, તેથી મોટા થવા પછી તે માતાપિતાનેજ તેવી ગાળો આપવા લાગે છે.

વિદ્યા શીખવા ઉપરાંત માતાએ **ગૃહસ્થીનાં કાર્યોની કેળવણી પણ પુત્રીઓને આપવી જોઇએ.** આ ઠેકાણે કોઈ પૂછે કે વાળવું, ખાંડવું, પાણી ગળવુ ઈત્યાદિ માટે શિક્ષાની શી જરૂર છે ? આ કાર્ય તો હરકોઇ વગર શીખવાડે કરી શકે છે. આવું સમજવું તે એક મોટી ભૂલ છે. મૂર્ખ માણસ જેવી રીતે એક નાના કામને સુધારવાને બદલે બગાડી મુકે છે, તેવીજ રીતે સ્ત્રીઓ પણ શિખ્યા સિવાય ગૃહસ્થીના કાર્યોમાં **બેદરકારી** અને ગરબડ કરી નુકસાન કરે છે તેમજ **જીવોની હિંસા** કરી પાપની ભાગી બને

છે. આટલા માટે ઉપર કહેલી બાબતોનું શિક્ષણ પુત્રીઓને માટે જરૂરનુ છે; કેમકે એ એનો **સાંસારીક મુખ્ય ધર્મ** છે, એથીજ એનું સુખ શાંતિપૂર્વક નભી એ પરમાર્થ સાધી શકે છે.

**જે પુત્રીઓ** ન્હાની ઉમરમાં ગૃહકાર્યનો અભ્યાસ કરતી નથી, તે મોટી ઉમરે જ્યારે **સાસરે** જાય છે અને રસોઇ-પાણીનું કામ સારી રીતે નહીં કરી શકવાથી ઘરના લોકો તથા પતિ તરફથી દુઃખી થાય છે. કોઇ કોઈ બાળા વિચારતી હશે કે અમારા માતપિતા તથા **સાસુ-સસરા** લખપતિ-કરોડપતિ-ધનવાન છે તો જ્યારે અમારે **એ કામ કરવુંજ નહીં પડે, તો તે શીખવાની શી જરૂર** છે । તેણે જાણવું જોઇએ કે, આજ તો ઘરમા ધન છે, તેથી રસોઇઆ આદિ નોકરચાકરથી કામ લેવાય છે, પરન્તુ કાલનું કોણ જાણે કે નિર્ધનતા આવી જાય! કેમકે **કર્મની વિચિત્ર ગતિ** છે હમેશાં એકસરખા દિવસ રહેતા નથી. લક્ષ્મી છાયાની માફક સદા ઘટતીવધતી રહે છે તો જે ગૃહકાર્યો કરવાનો અભ્યાસ ન કરતાં માત્ર બેસી રહેતાં શીખ્યું હોય તેની આવા સકટના સમયે શુ દશા થાય? **ભૂખથી મરવું પડે યા ભીખ માંગવી પડે,** આટલા માટે દરેક બાલિકાએ ગૃહકાર્યો અવશ્ય શીખવાં જોઇએ.

અમારૂં કહેવું એમ નથી કે ધનવાન થવા છતાં નોકર-ચાકર ન રાખો અને મજુર માફક ગૃહસ્થીના બધાં કામ કરો! નહીં, નહી, જેવી તમ્હારી સ્થિતિ હોય તેવી રીતે કામ કરો! પુન્યોદયથી સર્વ જાતની સપત્તિ મળી, તો સારી રીતે દેખરેખ રાખી નોકર ચાકરોથી યત્નાચારપૂર્વક કામ લો અને પોતે

**અવકાશના સમયે સ્વાધ્યાય** યા લખવા વાંચવા આદિમાં લાગો. **જે સ્ત્રી પોતે કદીપણ કોઈ કામ કરતી નથી અને કરવાની ઉત્તમ રીત પણ જાણતી નથી તે નોકરોથી પણ બરાબર યત્નાચારપૂર્વક કામ લઈ શકતી નથી,** અને એટલું તો ખરૂં કે, નોકર-ચાકર તો વેઠ ઉતારવા જેવુંજ કાર્ય કરે છે માટે દેખરેખ સિવાય હરેક કામ અધુરૂં રહે છે યા બગડી જાય છે

જે સ્ત્રિયો **રસોઇની ક્રિયામાં** નિપુણ હોય છે, તે કુટુંબીઓની પ્રકૃતિ, દેશ, કાળ અને ઋતુઓ અનુસાર હમેશાં શુદ્ધ રસોઇ તૈયાર કરે છે, જેથી કુટુમ્બ **નિરોગી** અને **સુખી** રહે છે જે સ્ત્રીઓ **પાકક્રિયામાં** પ્રવીણ (હરેક પદાર્થ બનાવવાનું જાણતી) છે તે એકલું ભોજનજ નહીં, પરંતુ પુષ્ટિકારક ઔષધિનું સેવન કરાવી કુટુંબને પુષ્ટ કરે છે **આવીજ સ્ત્રીઓને** કુટુંબના પાલણ પોષણ કરનાર **માતાની ઉપમા** કવિયોએ આપી છે તે ખરૂંજ છે કે, જગતમાં ગુણજ પૂજનીય છે.

**માતા-પિતાની ફરજ** છે કે બાળકીઓને ભોજનક્રિયા સિવાય **શિલ્પ** અને **કળાકૌશલ્ય** અવશ્ય શીખવવું જોઇએ, કારણકે સ્ત્રીઓમાં આ ગુણની બહુજ જરૂર છે. જે સ્ત્રીઓને **સીવવા, ભરવા** અને **ગુંથવા** આદિનું કામ આવડે છે તે ઘણાંખરાં કપડાં તૈયાર કરી પોતે **પહેરે** છે અને પોતાના કુટુંબીઓને પણ પહેરાવે છે. આ માટે દરેક સ્ત્રીએ અંગરખા, પ્હેરણ, કોટ, ઘાઘરા, ચોળી આદિ કપડાંને વેતરવાનું અને શીવવાનું, વેલબુટ્ટા બનાવવા, માપસરનું ગુંથવા, મોજા અને ગળફરાક બનાવવા આદિ કાર્ય અવશ્યમેવ શીખી લેવું જોઇએ, ન્હાનપણથી આ વિદ્યાનો અભ્યાસ થઇ જવાથી

ભવિષ્યમાં બહુજ લાભ અને સુખની પ્રાપ્તિ થઇ શકે છે. **જે સ્ત્રીઓ અજ્ઞાનતાથી કારીગરી શીખતી નથી, તેમને** વખત પડે લોટ દળી, પાણી ભરી અગર ચરખા ચલાવી બેચાર પૈસા બહુજ કઠીનતાથી ઉત્પન્ન કરી પોતાનું જીવન ગુજારવું પડે છે. જો કારીગીરી જાણતી હોય તો દરરોજ રૂપિઓ-આઠ આના સહજમાં પેદા કરી ગૃહસ્થી પ્રમાણે ગુજરાન ચલાવી શકે છે. આટલા માટે **દ્રવ્ય, ક્ષેત્ર અને કાળ** અનુસાર સર્વ કામ શીખી લેવું જોઇએ કેમકે વખત આવે કોઇ કામ પડી ન રહે અને પરાધીનતા ભોગવવી ન પડે !

જે **સુશીલ અને ભાગ્યવતી** કન્યા, બાલ્યાવસ્થામાં ખેલવા કુદવાનું છોડી, નાના મોટા પોતાના કરવાનાં સર્વ કામોનો અભ્યાસ કરે છે, તેના **સુખનુ શું પૂછવું ?** અવકાશ મળે તે નવરી બેસી રહેતી નથી, તેનું શરીર હમેશા સ્ફૂર્તિવાળું અને નિરોગી રહે છે કન્યાઓએ ન્હાનપણથીજ **માતાપિતા આદિ ગુરૂજનની આજ્ઞા પાળવાની** ટેવ પાડવી જોઇએ. જે લોક તેમને લાડપ્યારથી નઠોર બનાવી, જરૂરી કામો ન શીખવતાં ખેલવા-કૂદવામાં વખત ગુમાવવા દે છે, **તે પોતાના સંતાનના હિતકારી નહીં, પરંતુ મોટા શત્રુ** છે. તેઓ મૂર્ખતાથી તેમના જન્મ બગાડે છે અને દુઃખનો બોજો ગળે બાંધી દે છે કન્યાઓને પણ જરૂરનું છે કે હમેશાં **મોટાની આજ્ઞા પાળવી,** એમની ઇચ્છા વિરૂદ્ધ કોઇ કામ ન કરવુ તથા જેથી માતાપિતા, સાસુ-સસરા, પતિ આદિનું અપમાન અગર નિંદા થાય, એવાં કામથી દૂર રહેવું જોઇએ.

**વ્હાલી કન્યાઓ** ! તમે નીચ જાતિની અથવા કુચલનવાળી છોકરીઓની સાથે હળવું-મળવું, ખેલવું-કુદવું, મિત્રતાઈ બાંધવી,

સોબત, વાતચિતાદિ કોઇપણ પ્રકારનો સંસર્ગ ભૂલથી પણ નહીં કરો કેમકે એથી તમારી બુદ્ધિ બગડીને મલીન થાય છે. નીતિનું વાક્ય છે કે—

**संगति कीजे साधुकी, हरै कोटी अपराध ।**
**संगति तजिये नीचकी, आठों पहर उपाध ॥१॥**

એથી ગુણવાનની સંગતિ કરવાનું ઉત્તમ કહ્યું છે. નીતિમાં કહ્યું છે—

**जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं ।**
**मानोन्नतिं दिशति पापमपाकरोति ॥**
**चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं ।**
**सत्सङ्गतिः कथय किं न करोति पुसाम् ॥१॥**

**અર્થઃ**—જે સત્સંગના પ્રતાપથી બુદ્ધિની જડતા નષ્ટ થઇ જાય છે, સત્ય બોલવાની રૂચિ થાય છે, સન્માનની વૃદ્ધિ થાય છે, પાપ દૂર થઇ ચિત્ત પ્રસન્ન રહે છે અને દશે દિશાઓમાં સુકીર્તિ ફેલાય છે, એવા **સત્સંગનો મહિમા કયાં સુધી કહી શકીએ?**

હવે કન્યાઓને જરૂરનું છે કે, **પ્રાતઃકાળમાં** ઉઠી, **સ્નાન** આદિ ક્રિયાઓથી પરવાર્યા બાદ ભગવાનના **દર્શન** કરી, **રસોઈ** આદિથી નિવૃત્ત થઇ, ઉત્તમ જાતિ–કુળની સુશીલ વહુ–પુત્રીઓમાં બેસી સારી વાતચીત કરવામાં અને ચતુરાઈનાં કામ શીખવામાં દિવસ વિતાવવા. જે સ્ત્રીઓ વિચાર્યા સિવાય **કુસંગતિમાં** પડી જાય છે તેઓને પછીથી બહુજ **કડવાં ફળ** ભોગવવાં પડે છે અને જ્યારે એકવાર તેના ઉપર કુસંગતિનો પ્રભાવ પડી જાય છે તો તે નિર્લજ્જ બની, આખા કુટુંબ, સાસુ, નણંદ, દેરાણી, જેઠાણી તથા

આડોશીપાડોશી અને ગામની સ્ત્રીઓ દ્વારા નિંદા મેળવે છે, કૂતરા-બીલાડાં સમાન ઘરમાં રહી, જેમતેમ પેટ ભરી દિવસ કાઢે છે અને અનેક પ્રકારનાં દુ:ખ પણ ભોગવે છે.

આથી **વ્હાલી બ્હેનો!** તમે, પોતાના હાનિલાભનો વિચાર કરી, ખોટી સંગતિનો ત્યાગ કરી ઉત્તમ સ્ત્રીઓની સાથે રહી, ગૃહસ્થનાં નાનાં મોટાં બધાં કામનો અભ્યાસ કરતા રહો કે જેથી ધર્મ સચવાય, કીર્તિ થાય અને હમેંશા સુખી પણ રહેવાય.

ઉપર કહેલા ગુણો સાથે કન્યાઓને **ધર્મશિક્ષણની પણ ઘણીજ જરૂર છે.** તેમને લખવા—વાંચવા સાથે નમસ્કાર મંત્ર, દર્શન, મંગલ, પૂજન, પદ, વિનતી આદિ અનેક પાઠ અને લૌકિક **નીતિની શિક્ષા** પણ આપવી જોઇએ કે જેથી તે અનુસાર વર્તી તેઓ બન્ને કુળની કીર્તિ ફેલાવે અને કોઇ પણ કુમાર્ગમાં ન પડે. લોકવાકય છે કે '**પુત્રી પારકા ઘરનું ધન છે**' અર્થાત્ કન્યાનું પાલનપોષણ તો માતાપિતા કરે છે, પરંતુ લગ્ન થયા પછી એને પરાયા ઘેર ( સાસરે ) રહેવુ પડે છે; આથી સાસરે એવા સુશીલપણે વર્તન કરવું જોઇએ કે જેથી માતાપિતા, ભાઈ-ભોજાઈ આદિની પ્રશંસા થાય જયાસુધી પુત્રિનો વિવાહ થયો નથી ત્યાં સુધી માતાપિતા એના અધિકારી અને પુત્રી તેમની આજ્ઞાકારિણી છે. આથી જે પુરૂષ ગુણવાન, બળવાન, કુલીન, સુંદર અને યોગ્યાવસ્થાનો હોય, તેની સાથે પુત્રીનો સંબંધ જોડવો, એ **માતાપિતાનું પરમ કર્તવ્ય છે,**

જે માતાપિતા વિચાર કર્યા સિવાય લોભને વશ થઇ રૂપિયા લઇ **કન્યાવિક્રય કરી** પોતાની કન્યાને, મૂર્ખ, બુઢ્ઢા, બદચાલના, વ્યસની, રોગી, નપુંસક આદિ દોષોવાળા પુરૂષ સાથે વિવાહ કરે છે,

તેના જેવા નીચ, પાપી અને કટ્ટા નર્કગામી આ સંસારમાં બીજા કોઈ નથી.

જે પુત્રી, તમને સર્વે પ્રકારે હીતકારી સમજી તમારી આજ્ઞામાં ચાલે છે, જે બાલ્યાવસ્થાથીજ લાડ–પ્યારમાં ઉછરી અને બધી જાતનો તમારા ઉપર ભરોસો છે, તેને આવી રીતે જન્માંત સુધીને માટે કસાઈના ઘેર બાંધી દુઃખમાં નાંખવી, તે કેવી દુષ્ટતા અને નિર્દયતાનું કામ છે. માતાપિતાની ફરજ છે કે, વિવેકપૂર્વક પુત્રીનો યોગ્ય અને ગુણવાન વરની સાથે વિવાહ કરવો. એવું ન થવું જોઇએ કે, પુત્રી તો જન્માંત સુધી દરિદ્રતા અગર વિધવાપણાનું દુ:ખ ભોગવે અને જાતવાળા વિવાહમા ખૂબ માલ ઉડાવે, તમજ પોતે બેચાર હજાર રૂપિયા લઈ અન્યાયી બને. ધિક્કાર છે તે પુરૂષને ! કે જેઓ મૂર્ખપણે આવાં નીચ કામ કરે છે અને હજારવાર ધિક્કાર છે તે જીહ્વાલંપટી ન્યાતિવાળાઓને કે જેઓ જાણી જોઇને આવા કનિષ્ટ વિવાહ કરાવી જાતિ અને ધર્મની અવનતિ કરે છે. ઉત્તમ પુરૂષો તો કન્યાનું દ્રવ્ય લેવાનું સ્વપ્ન પણ જોતા નથી અને તે એટલે સુધી કે એવા પુરૂષોની પાસે પણ બેસતા નથી. આવી રીતે માતાપિતા દ્વારા ઉત્તમ અને યોગ્ય વરને દાન કરાવતી કન્યા, સ્ત્રી કહેવાય છે. તેને જરૂરનું છે કે પતિની સાથે છાયા( પડછાયો ) પ્રમાણે રહેવું, પતિને પોતાનું સર્વસ્વ માનવું અને સાસુ–સસરા, નણંદ, દિયેર, જેઠ, દેરાણી, જેઠાણી આદિ ઘરના કુટુમ્બીઓની સેવા, આદરસત્કાર અને વિનય .યથાયોગ્ય કરવો, બધાની મર્યાદા રાખવી અને કોઈ સાથે કલહ–લઢાઈ વિગેરે ભૂલથી પણ ન કરવાં. જો કોઈપણ કારણથી તેઓ પોતાની સાથે

સારી વર્તણુક ન રાખે, તોપણ પોતે શાંતતા અને ધીરજથી તેમની સાથે મળીને **વિનયથી** વર્તણુક રાખવી; કેમકે સહનશીલતા ન હોવાથી ઘરમાં ઝઘડા થઇ હમેશાં નવાં નવાં દુઃખ ઉત્પન્ન થાય છે, અને એ પણ જાણવું જોઇએ કે, જે ઘરમાં **રાત્રિ દિવસ કંકાશ રહે છે, તે ઘર નર્ક પ્રમાણે અનેક પ્રકારના કલેશોનું સ્થાન** છે. આ માટે જે કારણથી ઘરમાં કલહ અને ફૂટ ઉત્પન્ન થાય, તેને દૂરથીજ તજવાં જોઇએ.

**પાતિવ્રત્યધર્મ પાલન કરવુ, એ સ્ત્રીઓનું પરમ કર્તવ્ય છે.** પતિપરાયણ, પતિની સેવામા તૈયાર, પતિની ઇચ્છાનુસાર કામ કરનાર, ધર્મનિષ્ટાવાળી સતી, લક્ષ્મી, મહિલાઓની કીર્તિથી આજસુધી ભારતવર્ષ દુનિયામાં ઝગમગી રહ્યું છે. જેવી રીતે **મોતીમાં તેજ હોય છે તેવુંજ સ્ત્રીઓ માટે પાતિવ્રત્ય ધર્મ એક આભૂષણ** છે. ધન્ય છે તે સ્ત્રીઓને, કે જેઓ પોતાનો પાતિવ્રત્ય ધર્મ નિર્દોષ રીતે પાળે છે. જુઓ, પતિવ્રતા **સીતા** ! જે પોતાના પતિની અનુગામીની બની વનમાં ગઇ તથા **રાવણના** કેદખાનામાં રહી, ઘણુજ કષ્ટ વેઠવા છતાં પણ જેણે પોતાના શીલરત્નનું રક્ષણ કર્યું અને તેની પરીક્ષા નિમિતે **અગ્નિકુંડમાં** પ્રવેશ કર્યો. **ધન્ય છે એના નિર્દોષ શીલ ધર્મને !** કે જેના પ્રભાવથી દેવોએ તે **અગ્નિકુંડને સરોવર બનાવી સીતાનો સુયશ** લાંબા કાળ માટે સંસારમાં ફેલાવી દીધો. શું સીતા જેવી સતી ફરીથી જગતમા પેદા થઈ શકે છે ? શું વર્તમાન કાળની સ્ત્રીઓમાં કોઇ સ્ત્રીરત્ન, પોતાના હૃદયથી એમ કહી શકશે કે, કર્મયોગે કદાચિત્ સીતા જેવી વિપત્તિ આવી પડે, તોપણ તે પોતાના પાતિવ્રત્ય ધર્મનું રક્ષણ કરવાને સમર્થ છે ? **મેનાસુંદરી**

જેવી પરમ પાતિવ્રત પાળનારી સ્ત્રી પ્રશંસાને પાત્ર છે કે જેણે પોતાના પાતિવ્રત ધર્મના પ્રભાવથી **કુષ્ટરોગી** ( **કોઢી** ) **શ્રીપાલ** તથા એના અંગરક્ષક ૭૦૦ યોદ્ધાઓનો કુષ્ટરોગ ( કોઢ ) નાશ કરી, નિરોગી બનાવ્યા પતિવ્રતા **અંજના સતીએ**, પોતાના પતિ **પવનંજયના** તિરસ્કાર સહિત ત્યાગ કરવા છતાં **બાવીસ વર્ષ-પર્યંત** સ્નેહ અને સ્વધર્મ **અચલ રાખ્યાં, જેથી આખરે** પોતાના પતિની વ્હાલી બની.

**દર્શનકથામાં** લખ્યું છે કે; શેઠ **બુદ્ધિસેનની** સ્ત્રી, પોતાના પતિની આજ્ઞાનુસાર પિતાના ઘેર સર્વ આભૂષણ ઉતારી તેની સાથે વિદેશ ગઈ; અને વર્તમાન કાળની સ્ત્રીઓ માફક આભૂષણની દરકાર કરી નહી; પરંતુ પતિની આજ્ઞાને શીરપર ચઢાવી, એથી વિરૂદ્ધ આજકાલની લાડીલી સ્ત્રીઓ પતિને આભૂષણ માટે એટલા સતાવે છે કે જેથી તેના નાકે દમ આવી જાય છે અને બિચારાની ખરાબ હાલત થઈ જાય છે, તેમજ આવી કુભાર્યાઓ, પતિના પ્રાણ જતાં પણ આપત્તિના સમયે પોતાના ઘરેણાં આપતી નથી. **ધિક્કાર તેમની મૂર્ખતાને, કે જે સ્ત્રીઓ ઘરેણાંને પોતાના પતિ કરતાં પણ અધિક સમજે છે !**

રાજા **હરિશ્ચંદ્રની** પતિવ્રતા રાણી **તારામતીને** ધન્ય છે ! કે જે પોતાના પતિનું સત્યવ્રત રાખવા નીચની નોકરી કરવા તૈયાર થઈ હતી. **રાણી ચેલણા** જેવી કોણ બુદ્ધિશાળી થશે કે જેણે પોતાના પતિ-**બૌદ્ધધર્મી** રાજા **શ્રેણીકને** શુદ્ધ **જૈન** બનાવી આત્મ-કલ્યાણ સન્મુખ કર્યા હતા. શીલવ્રતના પ્રભાવથી **સુખાનંદકુમાર**-ની સ્ત્રી **મનોરમાની** દેવોએ રક્ષા કરી હતી. આ પ્રકારે સેંકડો-હજારો પતિવ્રતા સ્ત્રીઓના વૃત્તાંત શાસ્ત્રોમાં જણાવ્યા છે, જેથી

સિદ્ધ થાય છે કે **સ્ત્રીઓના સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ ધર્મ એક પાતિવ્રત ધર્મ છે.** પતિ સિવાય અન્ય પુરૂષોને તેમની વય પ્રમાણે પિતા, ભાઈ અને પુત્ર પ્રમાણે સમજી યથાયોગ્ય વર્તન રાખવું જોઇએ. પાતિવ્રત ધર્મના મહિમાનું વર્ણન શાસ્ત્રમાં આ પ્રકારે કર્યું છે—

> तोयत्यग्निरपि स्रजत्यहिरपि व्याघ्रोऽपि सारङ्गति
> व्यालोऽप्यश्वति पर्वतोऽप्युपलति क्ष्वेडोपि पीयूषति ॥
> विघ्नोऽप्युत्सवति प्रियत्यरिरपि क्रीडातडागत्यपां–
> नाथोऽपि स्वगृहत्यटव्यपि नृणां शीलप्रभावाद्ध्रुवम् ॥१॥

**અર્થ**—શીલના પ્રભાવથી અગ્નિ જળ સમાન, સાપ માળા સમાન, સિંહ મૃગ સમાન, મસ્ત હાથી ઘોડા સમાન, વિષ અમૃત સમાન, શત્રુ મિત્ર સમાન, સમુદ્ર ખાબોચીયા સમાન અને ભયંકર વન બગીચા માફક થઈ જાય છે, ઇત્યાદિ **શીલનું વર્ણન કેટલું કરી શકીએ ?**

જે સ્ત્રીઓ બાલ્યાવસ્થાથીજ શીલધર્મની રક્ષા કરે છે, તેમને ત્યાં ન કોઈ દુઃખ આવે છે અને ન કોઈ ભૂત-પ્રેતાદિનો કોપ થાય થાય છે. તેમનાં સતાન રૂપવાન, બળવાન, ધાર્મિક અને આજ્ઞાકારિણી બને છે. **શીલ વિના ધર્મના બીજા અંગ નિષ્ફળ છે.** જે મૂર્ખ સ્ત્રી કુસંગમા રહી, ધર્મનો મહિમા જાણતી નથી અને આબરૂમાં કલંક લગાડે છે તે વ્યભિચારિણી, પાપીણી, મહાનિંદ્ય, કૂતરી અને ભૂંડણ સમાન મ્હોં જોવા લાયક નથી. એવી સ્ત્રીઓ સાથે વાર્તાલાપ કરે અગર એના બનાવેલા ખાનપાન ઉપયોગમાં લે, તેઓની બુદ્ધિ મલીન અને કલુષિત બની જાય છે. **વ્યભિચારીનું જપ, તપ, તીર્થ, વ્રત, પૂજા અને દાનાદિ સર્વ**

નિષ્ફળ જાય છે, એવો વિચાર કરી વ્યભિચારને સર્વથા પ્રકારે દૂરથી તજવો અને શીલવ્રતને તન—મનથી નિરતિચારથી પાળવું, જેથી તમે સાંસારિક સુખો અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ મોક્ષસુખની અધિકારીણી બની જશો.

શીલગુણની સાથે સ્ત્રીઓએ શાંતસ્વભાવી અને વિનયવતી બનવાની જરૂર છે. બુદ્ધિશાળી સ્ત્રી તેજ છે કે જે પોતાના સ્વભાવથી સર્વે કુટુંબને પ્રિય લાગે તેમજ બધા સાથે મધુર વચન બોલે છે, કોઇના દુર્વચન સાંભળવા છતા પણ ક્રોધ કરતી નથી અને હમેશાં હસમુખી રહે છે, જેથી એનીજ નહો, પરંતુ એના માતાપિતાની પણ પ્રશંસા થાય છે કોઇ કોઇ કર્કશા પોતાના કુટુંબ તથા પતિ સાથે હમેશાં નારાજ રહી કદીપણ પ્રેમથી બોલતી નથી, તેમ છતાં બોલે તો વાઘણ માફક ખાવાને દોડે છે તેમજ કુટુંબવર્ગ સિવાય અન્ય સાથે પ્રેમથી બોલે છે, જે કુલટા સ્ત્રીનું લક્ષણ છે કોઇ કોઇ સ્ત્રી એવી તો **બુદ્ધિહીન** હોય છે કે, દેરાણી, જેઠાણી, સાસુ અને નણંદ સાથે વેર બાંધી, બોલતી નથી અને બીજી સ્ત્રીઓ સાથે બ્હેનપણા–મિત્રાચારી બાંધે છે. **આવી સ્ત્રીઓનો સંસાર જલ્દીથી નાશ પામી જન્માંત સુધી દુઃખ ભોગવે છે.** તેઓએ સમજવું જોઇએ કે, **સસરાને પિતા** સમાન, **સાસુને માતા** સમાન, અને એવી રીતે બીજા કુટુંબવર્ગને પણ યથાયોગ્ય આદર, સ્નેહ અને વિનયની દષ્ટિએ જોવું. બધા સાથે મિષ્ટ શબ્દોવડે બોલવુ, અને તેમની ઉચિત આજ્ઞાને ભૂલથી પણ ન વિસરવી. સ્ત્રીએ વિચારવાની વાત છે કે, પોતાના પતિના બાલ્યાવસ્થાથીજ સાસુ–સસરા એમ વિચારી ખુશી થતા કે વહુ આવી ઘરનું બધું કામ સંભાળી લેશે અને અમારી

સેવા કરશે. આવા ઉદ્દેશથી તેમણે તન, મન અને ધન સંબંધી અનેક પ્રકારનાં દુઃખ ભોગવીને પણ તમારા પતિની સેવા કરી છે. તેમને એજ આશા હતી કે, એ અમારી વૃદ્ધાવસ્થામાં કામ લાગશે. એથી હવે આ ઉતરતી અવસ્થામાં એમની સેવાનો બદલો આપવાને અને એમની ઇચ્છા પાર ઉતારવાનો અવસર તમારા હાથમાં આવ્યો છે. તમારૂં બહુજ સૌભાગ્ય છે કે સાસુ-સસરા આદિ ગુરૂજનોથી તમારો સંસાર શોભી રહયો છે, એથી હર્ષપૂર્વક તમે એમની સેવા કરો કે જેથી તેમનું મન કિંચિત પણ દુઃખી ન થાય. તમારે એટલુ સમજવું જોઇએ કે, તમારા સાસુ-સસરા, પોતાના પુત્રને પાલણપોષણ કરી હષ્ટપુષ્ટ અને વિદ્યા ભણાવી ગુણવાન ન કરત, તો આજ તમે તમારા પતિનું આવું સુખ કયાં ભોગવત? એથી સાસુ-સસરાનો તમારા ઉપર બહુ મોટો ઉપકાર છે. જે સ્ત્રી આવા પરમોપકારને ભૂલી જઈ તેમની સેવાચાકરી કરતી નથી તે દુષ્ટા, અતિ કૃતઘ્ન અને નિંદનીય છે

જો સ્ત્રીઓ દુષ્ટ સ્વભાવવાળી હોય છે, તો પોતાના ગુરૂજનોની (સાસુસસરા વગેરેની) સેવા કરતી નથી, વૃદ્ધાવસ્થામાં કામ નહિં કરી શકાય તેથી તેમનો અનાદર કરે છે, કઠોર વચન ઉચ્ચારે છે, ગાળો આપે છે, ધુતકારી કાઢે છે, બહુજ પરિશ્રમવાળું કામ કરાવે છે, પુરતું ખાવાને આપતી નથી, પોતે સારૂં ખાય અને એમને સુકું ખવડાવે છે તથા દરેક પ્રકારે પૈસા-કપડા-ભોજન આદિની તાણ પાડે છે તે કર્કશા, **ચંડાળીણી** અને મહાપાપીણી, છે. એમનું મોટું દુર્ભાગ્ય કે જે આવા અવસરને વ્યર્થ ગુમાવી, **પુન્યના બદલે પાપનો ભાર** ઉઠાવે છે. આવી સ્ત્રીઓ વૃદ્ધ થતાં પોતાની વહુ-પુત્રિઓ દ્વારા અનેક પ્રકારના **તિરસ્કાર અને**

દુઃખ ભોગવે છે, અગર વંધ્યા રહે છે, એમ એક આપત્તિ તો એને લાગેલીજ હોય છે. આથી પ્રત્યેક સ્ત્રીએ એવી રીતે વર્તવું જોઇએ કે, જેથી કુટુંબમાં સુખ, સંપત્તિ અને આનંદ વધે કેમકે ઘરમાં જ્યારે કોઈ પ્રકારની સારી યા ખરાબ રીત પેસે છે તો ઘરના નાના મોટા સર્વે તે પ્રમાણે વર્તવા લાગે છે. આ વિષયમાં એક **નાની કથા** આ પ્રમાણે છે—

**કંચનપુર** નામનું એક નગર હતું, જેમાં **ધનપાળ** નામે શેઠ રહેતા હતા, તેમને **સુભદ્રા** નામની પત્નિ, **વસુપાલ** નામે પુત્ર અને **અવિનીતા** નામે પુત્રવધૂ હતી. એક વખત શેઠ ધનપાળે પોતાની વૃદ્ધાવસ્થા સમજી ઘરનો સર્વ કાર્યભાર પોતાના પુત્ર વસુપાલને સોંપી દીધો અને પોતે ઉપાધિરહિત ધર્મધ્યાનમાં બાકીની પોતાની ઉમર વ્યતીત કરવા તૈયાર થયા થોડા દિવસ વીત્યા બાદ **અવિનિતા** (પુત્રવધૂ) પોતાના પતિને ઘરના કાર્યમાં અધુરો સમજી અતિ અભિમાનમા આવી ગઈ અને અવિવેકતાથી **સાસુ-સસરાનો તિરસ્કાર!** કરવા લાગી. ભોજનમાં પણ સુકું, લુખું અને તે પણ માટીના વાસણમાં આપવા લાગી. એટલાથી ગમે તો પેટ ભરાય કે ન ભરાય એ વાતની પરવા પણ ન રાખતી તેમજ તેમને ઓઢવા-પાથરવા આદિ જોઈતાં વસ્ત્રો પણ જુના ફાટેલાં આપતી. એ સિવાય અનેક પ્રકારનાં તિરસ્કાર યુક્ત વચનો પણ કહ્યા કરે.

આવી રીતે બિચારા શેઠ-શેઠાણી બહુજ દુઃખી થઈ ગયા. પુત્ર પણ માતાપિતાની ખબર પણ ન પૂછે કેમકે તે એક પાકો **સ્ત્રીભક્ત** હતો જુઓ સંસારની વ્યવસ્થા ! જે માતાપિતાએ જન્મથી પાળ્યો-પોષ્યો, તેમનીજ આ દશા ! સ્ત્રીવશ થએલા કેટ-

એક પુત્રોથી તેમના પૂજ્ય માતા-પિતાની આ પ્રકારે દુર્દશા થાય છે ઉલટું બિચારા શેઠે તો સુખપૂર્વક જીંદગી ગુજારવા ઇચ્છયું હતું, પરંતુ દુઃખ આવી પડયું.

પુન્યોદયે વસુપાલ અને અવિનીતાના સંબંધથી **ગુણપાળ** નામે **પુત્ર** ઉત્પન્ન થયો. કાળે કરી જયારે તે યૌવનાવસ્થાએ પહોંચ્યો ત્યારે એનો વિવાહ શ્રીનગરના **શેઠ જીનદાસની પુત્રી વિનય-સુંદરી** સાથે થયો. શેઠ જીનદાસ બહુજ ધર્મવાન અને અનેક શાસ્ત્રોના મર્મજ્ઞ હતા, એથી તેમને પોતાની પુત્રી વિનયસુંદરીને લૌકિક અને ધાર્મિક બન્ને પ્રકારની શિક્ષા સારી રીતે આપી હતી, જેથી એના ગુણ બીજા પુત્ર-પુત્રીઓને ઉપમા આપવા લાયક થઇ ગયા.

જયારે **વિનયસુંદરી** સાસરે આવી, તો પોતાની સાસુ અવિનીતાની વર્તણુંક જોઇ દિંગ બની ગઇ, પરતુ શું કરે ? પ્રથમ તો સાસુનો વિનય રાખવા ઇચ્છે, બીજુ નવપરણીત એટલે દરેક વાતમાં બોલવાથી સંકોચાય, પરતુ એનાથી પોતાના **વૃદ્ધ સાસુ-સસરાનું દુખ જોઇ શકાતું નહીં.** એથી તેણી સર્વ પ્રકારના ભોગવિલાસ છોડી દઇ એજ વિચારમાં રહેવા લાગી કે, કોઇપણ ઉપાયથી તેમનુ દુઃખ દૂર કરૂં. એક દિવસ તેને યુકિત સુઝી આવી અર્થાત્ જે **માટીના વાસણ** સાસુ-સસરાના ખાધા પછી નોકર લોકો ફેંકી દેતાં હતાં **તે ઠીકરાં મકાનના એક ખુણામાં એકઠા કરવા લાગી.** એક દિવસ તેની સાસુ અવિનીતાએ જોયું તો પૂછવા લાગી કે, આ ઠીકરા તું કેમ એકઠા કરે છે ?

તેણે વિનયપૂર્વક ઉત્તર આપ્યો કે સાસુજી! આપણા કુળમાં ચાલી આવતી રીત મુજબ સાસુ-સસરા વૃદ્ધ થયા બાદ લુખું-સુકુ અનાજ ઠીકરાના વાસણમાં આપવું અને તેથીજ એ રીત પાળવા માટે હું આ ઠીકરાના વાસણ એકઠા કરૂં છું.

આટલું સાંભળતાંજ અવિનીતાની આંખ ઉઘડી અને તેણે તેજ સમયથી સાસુ-સસરાના ખાનપાન, પહેરવાઓઢવા આદિની ઉત્તમ વ્યવસ્થા કરી દીધી, તેમજ પોતાના પતિને પણ તેમની સેવા કરવા ઉત્સાહી બનાવ્યો. જેથી **શેઠ-શેઠાણી** સુખી બની **ધર્મધ્યાનમાં લીન થયાં** આ સર્વનું કારણ વિનયસુંદરીના સદ્‌ગુણો હતા કુટુંબમાં ઉત્પન્ન થયેલું એક મહા કુલક્ષણ નાશ પામ્યું અને શેઠશેઠાણીએ સંતુષ્ટ બની વિનયસુંદરીને લૌકિક તેમજ પારલૌકિક સુખ મળે એવો આશીર્વાદ આપ્યો.

આથી પૂજનીય પતિની આજ્ઞાકારિણી અને તેમના સુખ-દુ:ખમાં સાથે રહેતાં સ્ત્રીએ શીખવું જોઇએ; કેમકે **સ્ત્રીનો જન્મ પતિના આનંદિત ચ્હેરાથીજ સફળ થાય છે;** જેવી રીતે પ્રાણીઓના શરીરનો મૂલભૂત જીવ છે એવાજ રીતે **સ્ત્રીનો મૂલ પતિ છે.** પતિ વિના સ્ત્રીનું જીવન વૃથા છે, એથી સ્ત્રીનું મુખ્ય કાર્ય પતિને પ્રસન્ન રાખવો તે છે સ્ત્રીએ પતિની આજ્ઞા ઉલ્લંઘન ન થવાની બહુજ ચીંતા રાખવી જોઇએ. જ્યારે પતિ ઘરમાં આવે અને પોતે કોઈ કામ ન કરતી હોય તો પતિ સન્મુખ ઉભા થઇ જવું અગર કોઈ કામ કરતી હોય તો આદરસહિત કોમળ શબ્દો ઉચ્ચારવા, સુખદુ:ખની વાત પૂછવી, પતિ સન્મુખ કદિ ઉચ્ચાસને બેસવું નહીં, અગર કોઈ કારણથી

પતિ નારાજ થાય, તોપણ પોતે શાંતતા ધારણ કરવી જોઇએ, કેમકે એમ ન થવાથી કલેશ એથી પણ વધારે થાય છે જ્યારે **પતિનો ક્રોધ** નરમ પડે ત્યારે યોગ્ય વાતો નમ્રતાપૂર્વક સમજાવવી અને પોતાના અપરાધની ક્ષમા માંગવી તથા ભોજન સમયે યા બીજું આવશ્યક કાર્ય કરતી વખતે અથવા ચાર માણસોમાં બેસી વાતચીત કરતી વખતે પોતે કોઈપણ વસ્તુ મંગાવવાની હઠ કરવી નહીં અને બીજા પાસે પણ કરાવવી નહીં. કદાચ ઘરમાં કોઇ ચીજની જરૂર હોય, તો તે નમ્રતાપૂર્વક મિષ્ટ વચન દ્વારા કહેવું, ઇત્યાદિ પ્રત્યેક કાર્ય ઘણીજ યોગ્યતાપૂર્વક કરવું કે જેથી પતિનુ મન પ્રસન્ન અને સંતોષી રહે.

જો ઘરમાં **સ્ત્રીરૂપી યોગ્ય લક્ષ્મી** હોય તો પતિ બહારથી ગમે તેવો દુખી કેમ ન આવે, પરંતુ ઘેર આવતાંજ શાંત ચિત્ત અને પ્રફુલ્લિત થઇ જાય છે કોઇ કોઇ અક્કલ વિનાની સ્ત્રી જ્યારે પતિ જમવા બેસે ત્યારે પોતાના ઘરેણાં ઘડાવવા, યા ટુટલા સમરાવવા, કપડાં બનાવવા, અનાજ-ઘી-તેલ આદિ વસ્તુ ખરીદવા અને સાસુ-સસરા, નણંદ, દેરાણી-જેઠાણી આદિની વાત કાઢી તેમની **નિંદા** કરવા લાગે છે, જેથી પતિ પુરતું જમી પણ શકતો નથી અને દુ:ખી થાય છે. **ભોજન કરતી વખતે કોઇપણ ચિંતા ન કરવી તથા મૌન રહેવું એ શાસ્ત્રનું ફરમાન છે,**

જે સ્ત્રી, **પતિના સુખમાં સુખી અને દુ:ખમાં દુ:ખી** તથા પોતાના પ્રાણવલ્લભ સમજી તેમની સેવામાં તત્પર રહે છે, તેજ કુળની શોભા વધારનાર **લક્ષ્મી, પતિવ્રતા અને સતી** છે. પતિને કોઇ વ્યાપારમાં નુકશાન થાય અગર કોઇ દૈવી આપત્તિ

આવી જાય તો વસ્ત્રાભૂષણનો લોભ ન કરતાં યથાશક્તિ તેમની આબરૂ બચાવવી અને ઘરમાંની વાત ભૂલથી પણ બહાર પ્રકાશ કરવી નહિ. ઘરમાંથી કોઇ ચીજ છુપાવીને વેચવી નહીં, આપવી નહીં તેમજ પોતાના સંસાર સંબંધી હાનિલાભનો વિચાર રાખવો; કેમકે એ નિયમ છે કે, પતિ ગમે તેમ કરી કેટલું પણ ધન કમાવી લાવે, પરંતુ જો **સ્ત્રી સાવચેતીથી તેની રક્ષા કરે નહીં, તો તેમાં બરકત રહેતી નથી,** કેમકે સંસારનો બોજો અને સંભાળ સ્ત્રી ઉપર છે. પતિ તો માત્ર કમાઇને લાવવાવાળોજ છે, પરંતુ એ દ્રવ્યનો ઉત્તમ રીતે ખર્ચ કરવો અને બાકી રહેલાનો સંગ્રહ કરવો તે સ્ત્રીના આધીન છે **કર્મસંજોગે** કોઇ સ્ત્રીને પાપી, કુચાલનો, ધર્મવિરોધી, આળસી, ચોર, વ્યસની, વ્યભીચારી, રોગી વિગેરે **અવગુણોવાળો પતિ મળે** તો બનતી મહેનતે તેને સુમાર્ગ પર લાવવો અને ધર્મમાં રૂચિ કરવવાનો ઉપાય કરવો આના જેવું સંસારમાં એક પણ હિત નથી આ ઉપકાર જ્ઞાનવાન-ધર્માત્મા સ્ત્રી સિવાય બીજું કોણ કરી શકે છે ?

સ્ત્રીઓએ થોડી ઘણી **વૈદ્યક વિદ્યા** પણ શીખવાની જરૂર છે, કેમકે જે સ્ત્રીઓ આ વિષયમાં કાંઇપણ જાણતી નથી તે પોતાની અને પોતાના સંતાનની રોગથી રક્ષા કરી શકતી નથી એટલા માટે આ બાબત કેટલીક વિગત તેમના જાણવા માટે લખી છે:—

**(૧) ગર્મી:**—શરીરમાં વધારે તાવ આવવાથી હૃદય સૂકાઇ જઇ નબળાઇ વિગેરે અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે, એથી લોહી ફરવાની ક્રિયા બંધ થવાથી શરીર ક્ષીણ અને દુર્બળ બની લૌકિક, પારલૌકિક કાર્યો કરવા યોગ્ય રહેતું નથી, જેથી વધારે ગર્મીથી હમેશાં બચાવવું જોઇએ.

(૨) **સર્દી**—સર્દી લાગવાથી તાવ, વાયુ, શરીરમાં દર્દ, પેટમાં પીડા આદિ રોગ ઉત્પન્ન થાય છે. ગરમ દેશમાં રહેનારા મનુષ્યોને ઘણું કરીને સર્દી થઈ જાય છે, તેનું કારણ એ છે કે, ગર્મીથી તે લોકો અધીરા બની, શરીરે બીન સમયે ઠંડક લગાવી દે છે, જેમકે અધિક પરિશ્રમ કરી આવી, ઝટપટ કપડા ઉતારી નાંખી અને આરામ લીધા વિનાજ ઠંડુ પાણી પી લેવું, ઝાકળ પડે તેવી જગ્યાએ સુવું, સુતી વખતે વધારે ઠંડક લાગવા દેવી, વર્ષાદના સમયે શરીરને હવા લાગવા દેવી, વસ્ત્ર ન પહેરવાં આદિ કારણોથી સર્દી વધી જઇ શરીરમાં અનેક પ્રકારના દુઃખદાઈ રોગ થઈ જાય છે, એથી સર્દી થવાના કારણોને રોકવા ધ્યાન આપવું જોઈએ.

(૩) **પીવાનું પાણી**—જીવન ટકાવવા માટે પાણી એક મુખ્ય પદાર્થ છે. **વહેતી નદી અને કુવાનું પાણી ચોખ્ખું હોય છે.** પાણીને હમેશાં **ગાળીને** પીવાના ઉપયોગમાં લેવું, જેથી કચરો, જીવજંતુ આદિ પીવામાં ન આવે. પાણીનાં વાસણો હમેશાં ઢાકેલાં રાખવાં જમતી વખતે પોતાના ઉપયોગ જેટલુ જ પાણી પીવું જોઇએ કે જેથી પાચનક્રિયા સારી રહે; જમ્યા સિવાય, ઉભા ઉભા અથવા ગર્મીમાથી આવી એકદમ પાણી પીવાથી શરીરમાં બરોળનું વધી જવું આદિ અનેક પ્રાણુસંહારક રોગ થઇ જાય છે એથી પાણીની અશુદ્ધતાથી બચવું જોઇએ.

(૪) **ભોજન**—ભોજન એ મનુષ્યના જીવનનો આધાર છે, એથી આ બાબતપર વિશેષ ધ્યાન આપવું જોઇએ. ભોજન બનાવવાનું સ્થાન

સ્વચ્છ, સામગ્રી તાજી અને ચોખ્ખી હોવી જોઇએ. **ઋતુ પ્રમાણે ભોજનની સામગ્રીને બદલવી જોઇએ.** જમ્યા પછી ન્હાવું એ રોગનું મૂળ છે, તથા મહેનત કરવી એ આરોગ્યનું મૂળ છે. મહેનત કરવાથી પાચનશક્તિ વધી શરીર પુષ્ટ બને છે. કાચું અને **વાસી** ભોજન ખાવાથી પાચનશક્તિ ઘટી **પેટમાં અનેક જાતના રોગ થાય** છે ઘણી સ્ત્રીઓ એક, બે, ત્રણ દિવસ સુધીનો વાસી ખોરાક ખાઇ આનંદ માને છે, એ મોટી ભૂલ છે. વાસી ખોરાક બુદ્ધિને ખરાબ કરે છે, એથી સ્ત્રીઓએ ઉપયોગ પુરતુંજ ભોજન બનાવવું જોઇએ કે જેથી વાસી રહે નહીં. **ભોજન** હમેશાં સ્નાન કરીને અને ભૂખ લાગે ત્યારેજ **બરાબર ચાવી ચાવીને ખાવું જોઈએ.**

(૫) નિદ્રા:—આખા દિવસની મહેનતના થાકને દૂર કરવા માટે **વિશ્રામ** લેવો તેને નિદ્રા કહે છે. બરાબર નિદ્રા આવવાથી બધી જાતના રોગ નરમ પડી જાય છે. રાત્રે વધારે જાગવું અને બરાબર ઉંઘ ન આવવાથી શરીર અકડાય છે, કળતર થાય છે, આળસ આવે છે અને કામ કરવામાં ચિત્ત લાગતું નથી, એથી **પુરતી નિદ્રા લેવી જરૂરની** છે. સર્દીવાળી જગ્યાએ અગર ઓઢયા સિવાય સુવું તે હાનિકારક અને **પ્રાતઃકાળે નિદ્રા ત્યજવી બહુજ લાભકારી** છે.

(૬) **વ્યાયામ અથવા કસરત**-શરીરને ફરતું રાખ્યા વિના સ્ફૂર્તી આવતી નથી. જે લોક હમેશા પોતાના સંતાનને લઇનેજ બેસે છે અને જમીનપર મુકી હાથ-પગ ચલાવવાનો વખત નથી આપતા તેઓજ ખચ્ચીત બચ્ચાંઓને માંદા પાડે છે, કેમકે શરીરમાં

આળસ રહેવાથી નવું લોહી પેદા થતુ નથી. **સ્ત્રીઓ પુરૂષો માફક કસરત કરી શકતી નથી, પરંતુ ઘરનું કામકાજ કરવું એજ તેમના માટે કસરત છે.** જે સ્ત્રીઓ, પોતાને ધનવાન સમજી અથવા મ્હોટપણુ ( મ્હોટાપણું ) બતાવવા માટે ઘરનુ કામકાજ કરતી નથી અને હમેશાં આળસુ બની હીચકા નીચે પગ પણ મુકતી નથી તેઓ બહુધા માંદી રહે છે અને થોડી ઉમર જીવે છે, આથી જે સમજુ સ્ત્રીઓ છે, તેઓ જો સંસારના કામો બીનઆળસુ બની કરે, તો હમેશાં રૂષ્ટપુષ્ટ અને આરોગ્ય વાન રહી લૌકિક અને પારલૌકિક સુખ ભોગવે છે, ઇત્યાદિ ઉપર કહેલી સઘળી બાબત સિવાય **નાનામોટા રોગની ઔષાધનું** જાણવું **પણ સ્ત્રીઓ માટે બહુ લાભકારી છે** કેમકે બાળકોને નાનપણમાં અનેક પ્રકારના રોગ જેવા કે-ખાંસી, ઝાડો, તાવ આદિ થઈ જાય છે. જે માતા યોગ્ય ઔષધિ જાણતી નથી તે, મૂર્ખ ધૂર્તોના કાવતરામા ફસાઈ ભૂત-વ્યંતર-શીતળા-પ્રેત-પિતર-ડાકણ શાકણ-નજર-આદિ ઢોંગમાં પડી પોતાના સંતાનથી હાથ ધોઇ બેસે છે-ખોઇ બેસે છે આટલા માટે અહીં કેટલાક **દરદોનું સ્વરૂપ અને દવા લખી છે.**

**ખાંસીનું સ્વરૂપ**—શ્વાસ લેતી વખતે બાળકના નાકમાંથી પવન જલ્દી જલ્દી નીકળી ફેલાય, તો જાણો કે એની છાતિમાં દર્દ છે. છાતિમા દર્દ થવાથી આંખો ફૂલવા માંડે છે, શ્વાસ લેતા પીડા થાય છે, પેટ ફૂલી જાય છે, હોઠ પીળા પડી જાય છે, મ્હોં લાલ અને સફેદ પડી જાય છે, આવી અવસ્થામાં ન ગભરાતા ધીરજથી લાયક વૈદ્ય પાસે સાવધાનીથી ઇલાજ કરાવવો જોઇએ.

**આંખોની તપાસ**—શરીરની સ્થિતિ સારી હોય છે તોજ આંખો સાફ રહે છે. જ્યારે આંખ મેલી અગર બીજો રંગ પકડે તો સમજવું કે બાળકના મગજમાં કોઇ દરદ થનાર છે.

**ઉંઘ ન આવવી**—બાળકને જ્યારે બરાબર ઉંઘ ન આવે ત્યારે જાણવું જોઇએ કે એની તબિયત બગડી છે. આ પ્રમાણે બાળક દરરોજ કરતાં વધારે રડે, તો સમજવું કે તે માંદું પડનાર છે.

**ઉધરસ**—બાળકને જ્યારે સર્દી થાય છે ત્યારે તેને વારંવાર ઉધરસ આવે છે તથા ઘાંટા બેસી જાય છે. ઉધરસથી કેટલીકવાર પાંસળીઓ પણ ચઢી જાય છે.

**માતા યા બળીઆ**-બાળકને માતા (શીતલા) નીકળતાં પહેલાં તે કઢાવવા જોઇએ. જે લોક લાડ-પ્યાર અને મૂર્ખતાથી ચેપ નથી કઢાવતા તેઓ પાછળથી પસ્તાય છે. માતા નીકળતાં પહેલાં બે ત્રણ દિવસ અગાઉથી તાવ આવે છે, શરીરપર ગભરામણ અને બેહોશપણું માલુમ પડે છે, ત્રીજા દિવસે શરીર લાલ થઇ જાય છે અને માથાપર ખસખસ જેટલા નાના નાના દાણા દેખાઇ આવે છે. આ દશા ચેપ કઢાવ્યા પછીની છે પરંતુ જો તે ન કઢાવે, તો તે બહુજ જોરથી નીકળે છે. મૂર્ખ સ્ત્રીઓ એની ખરી મતલબ ન સમજતાં **શીતલા** નામથી દેવીનો કોપ ! થયેલો જાણી તેની પુજા, અર્ચા, વંદના કરવા દોડે છે; પરંતુ એ નથી જાણતી કે, માતાના પેટની ગર્મી, જે પુત્રના શરીરમાં થાય છે તેનાથીજ આ નીકળે છે એટલા માટે **એનું નામ માતાનું દર્દ** છે; અને હલકું તથા શીતલ ભોજન આદિ ઉપચાર કરવાથી સરળ રીતે આરામ થઇ જાય છે, આ માટે તે શીતલા કહેવાય છે. જે સમજુ સ્ત્રીઓ

છે તે મિથ્યા દોડધામ ન કરતાં યોગ્ય ઉપાય કરે છે જેથી તે રોગ જલ્દીથી શાંત થઈ જાય છે.

**બાળકની ડુંટી** પાકી જાય, તો તે ઉપર દીવેલ ચોપડવું અથવા હળદર, લોટ અને મીઠાના ફૂલ બારીક વાટી લેપ કરવો. કદાચ બાળક દૂધ પીતું ન હોય, તો પહેલાં એ જાણવું જોઇએ કે કયા રોગથી દૂધ પીવાનું બંધ થયું છે. જે ભાગ ઉપર બાળક વારંવાર હાથ ફેરવતો હોય, તેજ જગ્યાપર દર્દ સમજી તેનો યોગ્ય ઉપાય જલ્દીથી કરવો જોઇએ. કદાચ ગરદનનું હાડકું ખસી ગયું હોય, તો કોઈ દાયણને બોલાવી મસળાવવાથી આરામ થઇ જાય છે. ગળામાં કાકડા વધી ગયા હોય તો ચુલાની રાખ અને કાળા મરી વાટી તેને આંગળી ઉપર લઇ ચતુરાઇથી તે બાળકના ગળામાં ઘસવા જોઇએ.

કોઈ કોઇ **બાળકની આંખો** ગર્મી, સર્દી અને દાંત આવવાના કારણથી દુખવા લાગે છે. આથી રસવતીને પાણીમાં ઘસી એનો લેપ આંખોની આજુબાજુ કરવો અને એક ટીપું અંદર પણ નાંખવું અથવા પીળી માટીની ટીકડીઓ બનાવી ઘડા ઉપર મુકી રાખવી અને રાત્રે સુતી વખતે આંખોપર બાંધવી જેથી આંખોનું દર્દ મટી જાય છે, પરંતુ દાંત માટે આવતી આંખો જ્યાં સુધી દાંત નીકળતા નથી ત્યાં સુધી મટતી નથી.

બાળકને **ખાંસી** થાય તો દાડમનું છોડું સુતી વખતે બાળકના મ્હોંમાં રાખવું. બાળકને પિશાબની સાથે લોહી જતું હોય તો પાષાણભેદ (!) અને સાડો (!) પાણીમાં ઘસીને પીવાડવું જો **ઝાડાવાટે આમ** આવતી હોય, તો વાયવડંગ, પીપર, અજમોદ, કાકડીનાં બીયાં અને સંખજીરૂં પાણીમાં ઘસીને તેમાં ખાંડ મેળવીને ચટાડવું. જો **લોહીની સાથે આમ** પડતું હોય, તો વરિયાળી કાચીપાકી સેકીને વાટી નાંખવી અને પછી તેમાં ખાંડ મેળવીને ચૂરણની

માફક ખવાડવું અથવા સૂંઠનો મુરબ્બો ખવાડવો. જો બાળકને તાવ આવતો હોય તો એવી દવા આપવી કે જેથી કેટલાક ઝાડા થઇને પેટમાંનો વિકાર દૂર થાય. દાંતો સ્હેલાઇથી ફૂટી નીકળે તે માટે ધાવડીના ફૂલ અને પીપરને આમળાના રસમાં મેળવીને તેન બાળકના પેઢવાં ઉપર ઘસવું.

જ્યાં સુધી બને ત્યાં સુધી બાળકને જલ્દી પચી જાય, એવો તાજો ખોરાક આપવો જોઇએ, કે જેથી તે નિરોગી રહે. કદાચ કોઈ રોગ થઈ જાય, તો ધૈર્યતાપૂર્વક પોતે અગર વિદ્વાન વૈદ્ય પાસે દવા કરાવવી કેમકે મૂર્ખતાથી અધીરા બની ઢોંગી ધૂર્તોની ફસાવટમાં આવી મંત્ર, જંત્ર કરાવવાથી રોગ ન મટતાં કેટલાક વખતે બહુજ હાનિ ભોગવવી પડે છે એટલા માટે દરેક વાતની મૂળ મતલબ સમજવા માટે ઉત્તમ પુસ્તકો અથવા શાસ્ત્રોનો સ્વાધ્યાય કરવો જરૂરનોછે. જેથી સાંસારિક સુખો સિવાય પારમાર્થિક સુખોની પણ પ્રાપ્તિ થાય. પ્રસંગવશ અહીં એમ પણ કહેવું જોઇએ કે, કોઈ કોઈ સ્ત્રી ઉપવાસ, વ્રત, બેલા, તેલા આદિની પ્રતિજ્ઞા આગળ પાછળનો વિચાર કર્યા સિવાય બે-ચાર વર્ષ સુધીની કરે છે, પરતુ કર્મયોગે કદાચિત્ ગર્ભવંતી બને, તો તે વખતે ભારે દુઃખમાં આવી પડે છે, કેમકે જો વ્રત ન કરે, તો પ્રતિજ્ઞા ભંગ થાય અને વ્રત કરે તો ગર્મીથી પેટમાંના ગર્ભને હાનિ પહોંચે, એટલા માટે એકદમ ઉત્સાહના ઉભરાથી આગળપાછળનો વિચાર કર્યા સિવાય કોઈ પ્રતિજ્ઞા લઇ લેવી એ બુદ્ધિવાનનું કાર્ય નથી. કહેવું એમ નથી કે, કોઇએ વ્રત કરવુંજ નહીં પરંતુ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ તેમજ શક્તિ વિગેરેનો વિચાર કરી જે પ્રમાણે તમારા પરિણામ નિર્મળ રહે તેજ કરવું.



## प्रकरण त्रीजुं.



### स्त्रीओनी नित्यक्रिया.

गृहस्थी श्रावककी क्रिया, चहिये यत्नाचार ।
ताकौ वर्णन करत कछु, निरखि श्रावकाचार ॥१॥
जल छानन, तजि निशि असन, श्रावक चिन्ह जु तीन ।
प्रतिदिन जो दर्शन करै, सो जैनी परवीन ॥२॥

સ્ત્રીઓએ પ્રાતઃકાળે સૂર્યોદય પૂર્વે, પોતાના પતિની પહેલાં ઉઠી, **પંચપરમેષ્ટીનું સ્મરણ** કરી પોતાનું બીછાનું યથાસ્થાને મુકી, મળમૂત્ર આદિ ક્રિયાઓથી નિશ્ચિંત બનવું. અનેક સ્ત્રીઓ આળસ તથા પ્રમાદવશ ઘણો દિવસ ચઢે ત્યારે ઉઠે અને પથારીને જ્યાંની ત્યાંજ રહેવા દઈ જેમ તેમ શારીરિક ક્રીયા કરી ઘરકામમાં લાગે છે. આ ઘણુંજ અજ્ઞાનતાનુ કાર્ય છે સ્ત્રીઓનો એજ ધર્મ છે કે, **પતિ સૂતાં પછી સૂવે અને પતિ પહેલાં ઉઠે.** શૌચ ક્રિયા માટે ગામ બહાર જવું તે આરોગ્યતા અને અહિંસાનું કાર્ય છે. **દીર્ઘશંકા** (શૌચક્રિયા) જતી વખતે કપડાં બદલી નાંખવાં જોઇએ, કેમકે અપવિત્ર જગ્યા અથવા હાથનો સ્પર્શ થઈ જવાનો સંદેહ રહે છે. શૌચાદિક માટે પાણી ગળેલું હોવું જોઇએ. જે વાસણ શૌચ કરવા માટેનું હોય તેને બીજા કામમાં ન લેવું, શૌચ માટે જોઇએ તેટલુંજ પાણી લેવું જોઈએ. ઘણા લોકો જળકાયના જીવોની

હિંસાના ખ્યાલથી એટલું થોડું પાણી લે છે કે, જેથી અપવિત્રતા જેમની તેમજ રહે છે. યાદ રાખવું જોઇએ કે, ગૃહસ્થો-સંસારીએ સ્થાવર કાયની સર્વથા હિંસાનો ત્યાગ કરવો એ શક્તિ ઉપરાંત છે અને એમ પણ ન થવું જોઇએ કે વ્યર્થ હિંસા કરવી.

લોકો યથાર્થ વાતને સમજ્યા વિના ભ્રષ્ટાચારી મૂર્ખોના કહેવાથી ભ્રષ્ટ બની રહ્યા છે અને તે એટલે સુધી કે, સંડાસનો લોટો ઘરના વાસણમાં મેળવી બીજા કામોમાં ઉપયોગ કરે છે, જે ઉચ્ચ કુલની બદનામીનું કાર્ય છે. **બાહ્ય પવિત્રતા અંતરંગ પવિત્રતાનું કારણ હોવાથીજ**, બધા પરિગ્રહના ત્યાગી સાધુ પણ શૌચ માટે કમંડળ રાખે છે, તો ગૃહસ્થીઓએ પોતાની શુદ્ધતા અવશ્ય રાખવીજ જોઇએ. શૌચક્રિયા પછી ઈંદ્રી અને હાથ પગ પણ જરૂર ધોવા જોઇએ.

આ પ્રકારે ક્રિયાઓથી મુક્ત થઈ ગૃહને કોમળ-સુંવાળી સાવરણીથી વાળી રાતમાં ફરતાં જીવોને યત્નાચારપૂર્વક એકઠા કરી સુરક્ષિત જગ્યાએ મુકી દેવાં. કેટલીક નિર્દયી સ્ત્રીઓ **ખજુરીની કાંટાદાર સાવરણીથી** ઘસીઘસીને **અસંખ્ય જીવોનો નાશ** કરી નાંખે છે, પરંતુ એમ વિચાર કરતી નથી કે, પોતાનાજ શરીરમાં આવા કાંટા ભોંકવામાં આવે તો કેવી દશા થાય? હમેશાં સાવરણીને કચરીકચરીને નરમ કરવી યાતો મુંઝની સાવરણીથી વાળી બિચારા દીન, અનાથ જીવોની રક્ષા કરવી એજ મનુષ્ય માત્રનો દયામય પરમ ધર્મ છે.

આ પ્રકારે ઘર કામ કર્યા પછી શુદ્ધ ગાળેલા પાણીથી **સ્નાન** કરવું. હાલમાં કેટલાક સ્ત્રી-પુરૂષો, વિષયાદિક સેવન, લઘુશંકા,

દીર્ધશંકા આદિ અનેક ત્રસ હિંસાના કાર્ય કરતાં છતાં પણ ભ્રષ્ટાચાર્યોના બ્હેકાવાથી-મૂર્ખતાવશ એકેન્દ્રિયની હિંસાનાં બ્હાનાં કાઢી સ્નાન, દાતણ પણ કરતા નથી. આશ્ચર્યની વાત છે કે, જમવું ખરૂં પણ પાણી પીવું નહીં. દરેક મનુષ્યે પોતાની સ્થિતિ અનુસાર કાર્ય કરવુંજ જોઇએ. હા, અણગળ પાણી ઉપયોગમાં નહિજ લેવું જોઇએ **જેઓ અણગળ પાણીનું એક બીંદુ પણ વાપરે છે તેઓ મચ્છીમાર અને કસાઇઓ કરતાં પણ વધારે હિંસક છે.** કસાઇ લોક તો કારણ પ્રસંગે દરરોજ એક બે જીવ મારે છે, પરંતુ આ લોકો વિના પ્રયોજને અસંખ્ય જીવોની હિંસા હંમેશાં કરે છે. ગાળેલું પાણી વાપરવાની આજ્ઞા અન્ય ધર્મોમાં પણ જણાવે છે, તે નીચે પ્રમાણે—

**दृष्टिपूतं न्यसेत्पादं, वस्त्रपूतं पिबेज्जलं। सत्यपूतं वदेद्वाक्यं, मनःपूतं समाचरेत् ॥१॥ संवत्सरेण यत्पापं कुरुते मत्स्यबंधकः। एकाहेन तदाप्नोति अपूतजलसंग्रही ॥२॥ (स्मृति)**

આ પ્રકારે સ્નાન કરી પવિત્ર બની, પોતાના દેશમાં બનેલા, પોતાની યોગ્યતાનુસાર હલકા-ભારે શુદ્ધ વસ્ત્ર પહેરી મોટા ઉત્સાહથી **પ્રાસુક દ્રવ્ય,** લવંગ, બદામ, ચોખા આદિ લઇ **દર્શન** કરવા માટે **જિનાલયે** જવું. **જે ગામમાં જિનમંદિર ન હોય ત્યાં શ્રાવકોએ રહેવું સર્વથા અનુચિત** છે. કદાચ યાત્રા આદિ દેશાટન વખતે **દર્શન ન થાય** તો અશુભનો ઉદય સમજી, એક **રસનો ત્યાગ** કરી ભોજન કરવું જોઇએ. જે મનુષ્ય ગામમાં જિનમંદિર હોવા છતાં પણ દર્શન-પૂજા દ્વારા પુણ્ય ઉપાર્જન કરી

આત્મહિત કરતા નથી, તેમના સમાન નિકૃષ્ટ, પાપી અને અભાગી બીજા કોણ ? જેઓ વગર મહેનતે હાથમાં આવેલા રત્નને નિષ્કારણ સમુદ્રમાં ફેંકી દે છે એવા મૂઢ અને અવિવેકી મનુષ્ય તીર્યંચથી પણ નીચ છે. આટલા માટે દરેક **સ્ત્રીપુરૂષે દર્શન કર્યા પછીજ ભોજન કરવાની પ્રતિજ્ઞા કરવી જોઈએ.**

આ પ્રમાણે મનના અતિ ઉમંગથી મંદગતિથી જોતાજોતા જિનાલયમાં જવું જોઇએ એટલે કે રસ્તામાં કીડી, મંકોડી, મળ-મૂત્ર આદિ જોઇજોઇને ચાલવું કે જેથી જીવોની રક્ષા સાથે પોતાની રક્ષા અને પવિત્રતા સચવાય. સ્નાનથી પવિત્ર બની ચામડાના જોડા પહેરી, મંદિરે જવું, એ અતિ નિંદ્ય અને ધર્મવિરૂદ્ધ છે. જોડા પહેર્યા સિવાય મંદિરે જવાથી અનેક લાભ પણ છે-જીવોની રક્ષા થાય છે; લોકો જોડા વિનાનો જોઇ મંદિરે જાય છે એમ સમજી દુનયાદારીની વાતચીત કરતા નથી, મંદિરની અંદર ગયા પછી જોડાની ફિકર રહેતી નથી, એટલા માટે **જોડા પહેરી મંદિરે જવાનો કુરિવાજ સર્વથા ત્યાગવા યોગ્ય છે.** કદાચ મંદિર બહુ દૂર હોય, તો કપડાના જોડા પહેરી જવા કે જે ઘણા સસ્તા અને મજબૂત હોય છે તેમજ જીવહિંસા પણ થતી નથી.

**મંદિરમાં પ્રવેશ કરતાં પહેલાં** પગને ખૂબ ધોઇને સાફ કરવા અને સર્વ પ્રકારની ચીતા તેમજ સંકલ્પવિકલ્પને તિલાંજલી આપી જીનેંદ્રદેવની ભક્તિમાં પ્રેરાયલા રોમેરોમ આનંદિત થઈ પોતાનું અહોભાગ્ય સમજી જીનમંદિરમાં **'જયજિનેંદ્ર જયજિનેંદ્ર'**-નો ઉચ્ચાર કરતાં પ્રવેશ કરવો અને શ્રીજીના પ્રતિબિમ્બને જોતાં **'જયનિશી, જયનિશી, જયનિશી,'** એમ ત્રણવાર ઉચ્ચાર

કરવો, કેમકે કોઇ દેવાદિક દર્શન કરવા આવ્યા હોય તો દૂર ખસી જાય અને તેમના તેમજ તમારા કાર્યમાં વિઘ્ન ન પડે. પછી શ્રીજીના સન્મુખ એક બાજુએ ઉભા રહી ત્રણવાર નમસ્કાર કરવા અને વીતરાગ મુદ્રાને જોઈ મનમાં વિચારવું કે, "અહો! મ્હારૂં અહોભાગ્ય છે! જે આજે મ્હેં આત્મસ્વરૂપના બતાવનાર અથવા આત્મસ્વરૂપ શ્રી જિનેંદ્રદેવના દર્શન કર્યાં. ધન્ય છે આ વીતરાગ છબીને કે જેના દર્શન માત્રથી આત્મસ્વરૂપની પ્રાપ્તિ થઇ સર્વ પાપ દૂર થઇ જાય છે. શું એવો પણ વખત આવશે કે, જ્યારે હું પાપી, મૂર્ખ, અધર્મી, આ ગૃહસ્થારંભના મહા પાપોથી છૂટી આવી મોક્ષસ્વરૂપ વીતરાગ મુદ્રાને ધારણ કરીશ?"

## पद.

घड़ी बन आजकी येही, सरा सब काज मो मनका।
गये अघ दूर सब भवके, लखा मुख आज जिनवरका ॥१॥
विपत नाशी सकल मेरी, भरे भंडार सम्पतिका।
सुधाके मेघहु बरषे, लखा मुख आज जिनवरका ॥२॥
भइ परतीति यह मेरे, सही हौ देव देवनके।
कटी मिथ्यात्वकी डोरी, लखा मुख आज जिनवरका ॥३॥
बिरद ऐसा सुना मैं तो, जगतके पार करनेका।
नवल आनन्द हू पायौ, लखा मुख आज जिनवरका ॥४॥

આ પ્રકારે નિર્મળ ભાવ સહિત સ્તોત્ર બોલતાં મસ્તક નમાવી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અનુસાર એક દ્રવ્યથી અગર અષ્ટદ્રવ્યથી

ભક્તિપૂર્વક ભગવાનની પૂજા કરી જન્મ, જરા, મરણ એ ત્રિદોષ-નાશક શ્રીજિનેંદ્ર દેવની ત્રણ પ્રદક્ષિણા (શ્રીજીના જમણા હાથની બાજુએથી થાય છે તે) કરવી અને આ સ્તુતિ ભણવી.

## दर्शनस्तुति.

दर्शनं देवदेवस्य, दर्शनं पापनाशनम् ।
दर्शनं स्वर्गसोपानं, दर्शनं मोक्षसाधनम् ॥ १ ॥

**અર્થઃ**—પરમ ઉપકારી પ્રભુનાં દર્શન પાપનો નાશ કરનાર, સ્વર્ગે જવામાં નીસરણી સમાન તથા મોક્ષનું સાધન છે.

दर्शनेन जिनेन्द्राणाम्, साधूनां वन्दनेन च ।
न चिरं तिष्ठते पापं, छिद्रहस्ते यथोदकम् ॥२॥

**અર્થ**—શ્રી જિનેન્દ્રદેવોના દર્શન કરવાથી અને સાધુઓની વંદના કરવાથી ઝાઝા દિવસ સુધી પાપ રહેતાં નથી. જેવી રીતે કે છિદ્રવાળા હાથમાં પાણી રહી શકતું નથી. ( ધીમે ધીમે ચૂઈ જાય છે એવી રીતે પાપ ધીમે ધીમે દૂર થઇ જાય છે.

वीतरागमुखं दृष्ट्वा, पद्मरागसमप्रभम् ।
नैकजन्मकृतं पापं, दर्शनेन विनश्यति ॥३॥

**અર્થ**—પદ્મરાગ સમાન શોભતા શ્રી વીતરાગ ભગવાનનું મુખ જોઇ અનેક જન્મોનાં કરેલાં પાપ નાશ થઈ જાય છે.

दर्शनं जिनसूर्यस्य, संसारध्वांतनाशनम् ।
बोधनं चित्तपद्मस्य, समस्तार्थप्रकाशनम् ॥४॥

અર્થ—સૂર્ય સમાન શ્રી જિનેન્દ્રદેવના દર્શન કરવાથી સાંસારિક અંધકાર નષ્ટ થાય છે, ચિત્તરૂપી કમળ ફૂલે છે અને સર્વ પદાર્થ પ્રકાશમાં આવે છે અર્થાત્ જ્ઞાન થાય છે.

दर्शनं जिनचंद्रस्य, सद्धर्मामृतवर्षणम्

जन्मदाहविनाशाय, वर्धनं सुखवारिधेः ५ ॥

અર્થ.—ચંદ્રમાસમાન શ્રી જિનેંદ્રદેવના દર્શન કરવાથી સત્ય ધર્મરૂપી અમૃતની વર્ષા થાય છે, જન્માંતરનો અગ્નિ શીતળ થાય છે અને સુખરૂપી સમુદ્રની વૃદ્ધિ થાય છે.

जीवादितत्त्वप्रतिपादकाय, सम्यक्त्वमुख्याष्टगुणार्णवाय ।

प्रशांतरूपाय दिगम्बराय, देवाधिदेवाय, नमो जिनाय॥ ६॥

અર્થ:—જીવ અજીવાદિ સાત તત્ત્વો બતાવનાર, સમ્યક્ત આદિ આઠ ગુણોનો સમુદ્ર, શાંત રૂપ તથા દિગમ્બરરૂપ એવા શ્રી દેવાધિદેવ જિનેન્દ્રદેવને નમસ્કાર હો!

चिदानंदैकरुपाय, जिनाय परमात्मने ।

परमात्मप्रकाशाय, नित्यं सिद्धात्मने नमः ॥ ७ ॥

અર્થ—જેઓ જ્ઞાનાનંદરૂપ છે, અષ્ટ કર્મોના જીતનારા, પરમાત્મ સ્વરૂપ તથા પરમતત્વ પરમાત્માનો પ્રકાશ કરનાર એવા શ્રી સિદ્ધાત્માને નિત્ય નમસ્કાર હો!

अन्यथा शरणं नास्ति, त्वमेव शरणं मम ।

तस्मात् कारुण्यभावेन, रक्षरक्ष जिनेश्वर ॥ ८ ॥

અર્થ--હે જિનેશ્વર, આપ મ્હને શરણે રાખનાર છો, બીજા કોઇ છેજ નહીં, તેથી કૃપાપૂર્વક કરૂણા કરી સંસારના પતનથી મારી રક્ષા કરો !

नहि त्राता, नहि त्राता, नहि त्राता जगत्रये ।
वीतरागात्परो देवो, न भूतो न भविष्यति ॥ ९ ॥

અર્થ—ત્રણ લોકમાં કોઇ પણ રક્ષક નથી અને કોઇપણ હોય તો તે શ્રી વીતરાગ દેવજ છે કેમકે આપના સમાન કોઇપણ દેવ આજ સુધી થયા નથી અને થનાર નથી.

जिने भक्तिर्जिनेभक्ति, र्जिने भक्तिर्दिने दिने ।
सदामेऽस्तु, सदामेऽस्तु, सदामेऽस्तु भवे भवे ॥ १० ॥

અર્થ—શ્રીજિનેંદ્રદેવમાં મ્હારી ભક્તિ હંમેશની અને પ્રત્યેક ભવમાં રહે એવી હું આકાંક્ષા કરૂં છું

जिनधर्मविनिर्मुक्तो, मा भवेच्चक्रवर्त्यपि ।
स्याच्चेटोपि दरिद्रोपि, जिनधर्मानुवासितः ॥ ११ ॥

અર્થ—જૈનધર્મ રહિત ચક્રવર્તી કરતા જૈનધર્મધારી બની પરાયા દાસ તથા દરિદ્રી બનવું ઉત્તમ છે.

जन्मजन्मकृतं पापं, जन्मकोटिमुपार्जितं ।
जन्ममृत्युजरातङ्कं, हन्यते जिनदर्शनात् ॥ १२ ॥

અર્થ—શ્રી જિનેંદ્રના દર્શનથી કરોડો જન્મનાં કરેલાં પાપ

તથા જન્મ, મૃત્યુ, જરારૂપી તીવ્ર રોગ અવશ્ય નષ્ટ થઈ જાય છે એ પ્રકારે એક ચિત્તથી દર્શન કરવાં.

એ પછી એક તરફ-જ્યહાંથી ભગવાનની મુદ્રા સારી રીતે દેખાય, ત્યાં ઉભા થઈ સ્થિર ચિત્તે પંચકલ્યાણક તથા ધ્યાનમુદ્રાનું વારંવાર સ્મરણ કરી **ભક્તિપૂર્વક ભગવાનના ગુણ ગાવા** કે,—હે ત્રૈલોક્યનાથ ! હે સર્વજ્ઞ વીતરાગ ! હે દેવાધિદેવ ! હે અનંત ચતુષ્ટય યુક્ત અર્હંત ભગવાન ! આપ જયવંત હો ! ધન્ય છે આપની ધ્યાનારૂઢ મુદ્રા અને ધન્ય છે આપના પવિત્ર નામને ! આપ તરણ-તારણ છો, કરૂણાનિધાન દયાના સાગર છો, અધમને ઉદ્ધારનાર દીનદયાળુ છો, શરણાગત પ્રતિપાલ છો; હે પ્રભુ ! આપ જયવંતા હો ! આપને વારંવાર નમસ્કાર કરૂં છું, આપ સંસારસમુદ્રથી પાર ઉતારનાર છો, ઇંદ્રાદિ દેવ આપની સેવા કરે છે, ઇત્યાદિ હું કયાં સુધી આપનો યશ ગાઉં ' વગેરે ગુણ વર્ણન કરી આ સ્તુતિ; બોલવી:—

## ❀ स्तुति ❀

प्रभु पतित पावन हौं अपावन, चरण आयो शरणजी ।
यो विरद आप निहार स्वामी, मेट जामन मरणजी ॥१॥
तुम ना पिछान्यो, अन्य मानो, देव विविध प्रकारजी ।
या बुद्धिसेती निज न जान्यो, भ्रम गिन्यो हीतकारजी ॥२॥
भव विकट वनमें कर्म बैरी, ज्ञान धन मेरो हर्यो ।
तब इष्ट भूल्यौ, भ्रष्ट हूवौ, नष्ट गति धरतो फिर्यो ॥३॥

धनि घड़ी, धनि या दिवस, योही जन्म धन मेरो भयो ।
अब भाग मेरो उदय आयो, दरश प्रभुजीको लख लयो ॥४॥
छवि वीतरागी, नग्नमुद्रा, दृष्टि नासा पै धरें ।
वसु प्रातिहार्य अनंतगुण युत, कोटि रवि द्युतिको हरें ॥५॥
अब मिटय तिमिर मिथ्यात्व मेरो, उदय रवि आतम भयो ।
मो हर्ष उर ऐसो भयो, मनु रंक चिंतामणि लयो ॥६॥
मैं हाथ जोडि नवाय मस्तक, वीनऊं तुम चरणजी ।
परमोत्कृष्ट त्रैलोक्य पतिजिन, सुनहु तारन तरनजी ॥७॥
जांचूं नहीं सुरवास पुनि नरराज, परिजन साथजी ।
बुध जांचहु तुम भक्ति भवभव, दीजिये शिवनाथजी ॥८॥

આ પ્રકારે ભગવાનની સ્તુતિ કરી ત્રણ [1]આવર્ત, એક [2]શિરોન્નતિ અને અષ્ટાંગ નમસ્કારપૂર્વક દંડવત કર્યા પછી ગંધોદક ( ચરણોદક ) હૃદયભાગ, નેત્ર અને મસ્તકે લગાવવું અને તે લેતી વખતે આ મંત્ર બોલવો—

निर्मलं निर्मलीकरणं, पवित्रं पापनाशनं ।
जिनचरणोदकं वंदे, अष्टकर्मविनाशकं ॥ १ ॥

सोरठा

जिन तन परम पवित्र, परसभई जग शुचिकरन ।
सो धारा मम नित्त, पाप हरौ पावन करौ ॥ १ ॥

---

१ બન્ને હાથ જોડી કમળની ડાંડી માફક કરી ત્રણવાર ફેરવવા.
૨ હાથ જોડી મસ્તક નમાવવું.

આ પ્રકારે ગંધોદક લગાવી પોતાનું સૌભાગ્ય માનવું; પરંતુ ગંધોદક લેતી વખતે અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ કે, એક યા બે આંગળીઓથીંજ લેવું, જેથી તે જમીનપર પડે નહિ અને અશુદ્ધ હાથથી લેવુ જોઇએ નહીં. ગંધોદક પાસે પાણીનું એક વાસણુ રાખવું જોઈએ કે જેથી ગંધોદક લીધા પછી આંગળી ધોઇ શકાય.

એટલું કાર્ય કર્યા પછી અવકાશાનુસાર એકાગ્ર ચિત્તથી ધ્યાન, જાપ્ય, સામાયિક, સ્વાધ્યાય વગેરે અવશ્ય કરવું જોઇએ, કેમકે **સ્વાધ્યાય**, ધર્મનું મૂળ અને શાંતિ બક્ષનાર છે. **જે આનંદ ધ્યાનમાં છે તેવો આનંદ બીજી કોઈપણ વાતમાં કદાપિકાળે નથી** શાસ્ત્ર-સ્વાધ્યાયના વિષયમાં કોઇ વિદ્વાનનું વચન છે કે, **શાસ્ત્રસ્વાધ્યાય** આપણુ સર્વેને દંડ કર્યા સિવાય, કઠોર વચન બોલ્યા સિવાય, ક્રોધ કર્યા સિવાય અને દ્રવ્ય લીધા વિના પણ **શિક્ષા આપી શકે છે.** જ્યારે આપણે તેની પાસે જઇએ ત્યારે તૈયારજ હોય છે. આપણે પ્રશ્નના ઉત્તરની આશા કરી પ્રશ્ન કરવાનું ઇચ્છીએ, તો તે બરાબર પુરતો ખુલાસો આપે છે. કદાપિ આપણે બરાબર ન સમજી શકીએ, તોપણ તે નારાજ ન થતાં પ્રસન્નતાપૂર્વક આપણુને સારી રીતે સમજાવશે અને કદિપણ આપણી મૂર્ખાઇ પર હસશે નહીં આથી પુસ્તકાલય સિવાય બીજી અમુલ્ય વસ્તુ સંસારમાં નથી. જે પુરૂષ સત્યધર્મ, વિજ્ઞાનાદિ જાણવા ચાહતો હોય, તેણે નિર્દોષ વીતરાગી દેવ યા ગુરૂકથિત ગ્રંથોનું અવલોકન કરી આત્મહિત કરવું. **સ્વાધ્યાય** કરવાથી જે લાભ છે તે સર્વના જાણમાં છે કે, **એ સર્વ તપનું મૂળ અને સર્વ સત્કર્મોમાં શ્રેષ્ઠ છે.**

મંદિરમાં વિકથા યા ઘર સંબંધી ચર્ચા, આરંભી કાર્ય, વસ્ત્રાભૂષણ, લેણદેણ, વિવાહ–સગાઇ, કજીઆ, તકરાર, હાંસી, રમવું–કૂદવું વિગેરે કરવું નહીં ધર્મસ્થાનકમાં જઇને એવા કાર્ય કરવાથી પુણ્યના બદલે પાપનો બંધ થાય છે, એથી કદિપણ એવી રીતે વર્તવુ નહી.

શ્રાવકાચારાદિ આચારશાસ્ત્રોમાં ૮૪ પ્રકારના આચ્છાદનોનું વર્ણન જ્યાંત્યાં કરવામાં આવ્યુ છે, તે ધર્મસ્થાનકમા જઇને આચરવા ન જોઇએ. દરેક સાથે મૈત્રીભાવ રાખવો. જો બાળક* સાથે આવતું હોય તો તેને લઘુશંકા, દીર્ઘશંકાથી નિશ્ચિન્ત કરાવી લઈ જવું અને મંદિરમા પણ એ વિચાર રાખવો કે, તે ત્યા કોઈ પ્રકારની અપવિત્રતા ન કરે યા બીજાના ધર્મસાધનમા વિઘ્નરૂપ ન થાય વળી યાદ રાખવાની વાત એ છે કે, **૮ વર્ષની અબોધ અવસ્થા સુધીના બાળક જો કોઈ** લોકવિરૂદ્ધ અને ધર્મવિરૂદ્ધ કાર્ય યાને **પાપ કરે તો તેના અપરાધી તે બાળકના માતા પિતા થાય છે.**

આ પ્રકારે ધર્મકાર્યથી પરવારી સ્ત્રીઓએ ગૃહકાર્યમા લાગવું જોઇએ, કેમકે પુરૂષ માટે ધર્મસાધન અને આજીવિકા એ બે મુખ્ય કાર્ય છે તેમજ સ્ત્રી માટે **ધર્મસાધન** અને **રસોઈ** આદિ કાર્ય છે. જેના ઘરમાં સ્ત્રીઓ શુદ્ધ ક્રિયાથી રસોઇ કરતી નથી તે માત્ર નામનાજ જની છે. તેમને વ્રત નિયમ પાળવાનું કઠણ નહીં, પરંતુ

*બાળક ૫ વર્ષનું થાય ત્યારે તેને મંદિરમા લઇ જઇ નમસ્કાર કરાવવા, હાથ જોડાવવા, દર્શન કરતાં શીખવવું તથા વિનય કરતા શીખવવું જોઇએ. અજાણ અવસ્થામાં લઇ જવું એ હાનિકારક છે

અસંભવ છે, એથી દરેક સ્ત્રીએ રસોઇની શુદ્ધતાપર વિશેષ લક્ષ આપવું જોઈએ. **શુદ્ધ ભોજન કરવાથી બુદ્ધિ પણ પવિત્ર અને ધર્મ-કર્મ કરવા લાયક બને છે.** રસોઈની બાબતમાં આટલી વાત ધ્યાનમાં રાખવા જેવી છે—

## ચોકાની ક્રિયા.

જે લોકો શુદ્ધાચરણરૂપી પવિત્ર ધર્મના ધારક જૈની તો કહેવડાવે છે, પરન્તુ તેઓની સ્ત્રીઓ મૂર્ખ અને ફુવડ હોવાથી ખાન-પાનની શુદ્ધતા રાખતી નથી, તેઓ જૈની હોવા છતાં પણ જૈની નથી. તેઓથી કોઇપણ વ્રત નિયમ પાળી શકાતા નથી. વ્રત નિયમની વાત દૂર રહી, પરંતુ ભક્ષ્ય પદાર્થ પણ બનવો અશકય છે. એટલા માટે ઉત્તમ કુળની વહુ-પુત્રિઓએ **રસોઇની શુદ્ધતાપર ખાસ ધ્યાન આપવુ જોઇએ.** જે ઘરમાં ચોકાની શુદ્ધતા છે ત્યાંજ પવિત્ર આહાર તૈયાર થઇ શકે છે, પવિત્ર ભોજન કરવાથી શરીર પવિત્ર અને બુદ્ધિ નિર્મળ બને છે. **જેઓનું શરીર અભક્ષ્ય આદિ ખાવાથી અપવિત્ર બનેલું છે, ત્હેમના હૃદયમાં ધર્મ કદાપિ રહી શકતો નથી.** જેવી રીતે વાઘણનું દૂધ સુવર્ણના પાત્રમાજ રહે છે, તેવીજ રીતે આ પવિત્ર ધર્મ, શુદ્ધાચરણી પુરૂષોના હૃદયમાં વાસ કરે છે. આથી જે સ્ત્રી અને પુરૂષ કલ્યાણ ઇચ્છિતા હોય ત્હેમણે શુદ્ધ ખાન-પાન અને પવિત્ર આચરણ રાખવાની ખાસ જરૂર છે.

એ ધ્યાનમાં રાખવાનું છે કે પાણી તથા ભોજનસામગ્રી, વાસણ, રસોઇ કરવાની જગ્યા (રસોડુ) અને બળતણ-આ ચારે પદાર્થો સિવાય રસોઈ બની શકતી નથી, એટલા માટે એ ચારેની શુદ્ધતા નીચે મુજબ રાખવાનુ નામજ **ચોકો** કહેવાય છે.

**પાણી**—કુવો, તળાવ, નદી, વાવડી આદિ પવિત્ર જલસ્થાનેથી (જ્યાં લોકો ન્હાતા ધોતા ન હોય, તથા ઢોર પાણી પીતા ન હોય) **ગાળીને લાવવું**. પાણી ગાળવાનું કપડું સફેદ જાડા સાફ સુતરનું **૩૬ આંગળ લાંબુ અને ૨૪ આંગળ પહોળુ** જોઇએ, અને તે કપડાંને **બેવડું** કરી પાણી ગાળવું. કદાચ વાસણનું મ્હોં પહોળું હોય તો ગળણું (ગાળવાનું કપડું) પણ એટલું મોટું હોવું જોઇએ કે જે બેવડું કર્યા પછી પણ વાસણના મ્હોંથી ત્રણ ગણું થાય. હમેશાં પવિત્ર અને માંજેલા વાસણમાં ધીમે ધીમે પાણી ગાળવું કે જેથી અણગળ પાણીનું એક ટીપું પણ વ્યર્થ ન જાય તથા ગાળેલા પાણીમાં ન પડે બનતાં સુધી પાણી પોતાના હાથેજ લાવવું અગર તેમ ન બની શકે તો કોઇ ઉચ્ચ કુળના વિશ્વાસુ માણસ ( કે જે અભક્ષ્ય ભક્ષણથી હમેશાં વિમુખ હોય ) પાસે મંગાવવું.

**પાણી ગાળ્યા પછી** ગળણામાં જે જીવો હોય, તેને યત્નાચારપૂર્વક પાણીમાંજ ( જ્યાંથી પાણી લાવ્યા હોય તેમાંજ ) ક્ષેપણ કરવા જોઈએ. જે લોકો જીવોને યત્નપૂર્વક તેજ સ્થાનમાં કે જેમાંથી પાણી લાવ્યા હોય ત્હેમાં ક્ષેપણ કરતા નથી તેઓનું પાણી ગાળવું દયાનું મૂળ નથી.

**ગાળેલા પાણીમાં** લવંગ, હરડે, લાકડાની રાખોડી (રાખ) આદિ વસ્તુઓ શાસ્ત્રોકત પ્રમાણે નાંખવાથી તેનો સ્પર્શ, રસ, ગંધ, વર્ણ આદિ બદલાઇ, જળકાયના જીવો તથા ત્રસ જીવોની ઉત્પત્તિ યતી નથી. આ પ્રકારે શુદ્ધ (પ્રાસુક) કરેલા જળની મર્યાદા બે **પ્રહરની છે**, સાધારણ ગરમ કરેલાની **ચાર પ્રહરની** અને ઉકાળેલા

પાણીની મર્યાદા **આઠ પ્રહરની** છે. પ્રાસુક જળ તેની મર્યાદામાંજ વાપરી લેવું યા નાંખી દેવું જોઇએ કારણકે પછીથી તે કોઇપણ પ્રકારે શુદ્ધ થઇ શકતું નથી.

**શુદ્ધ** જળથી ધર્મની રક્ષા અને શરીર પણ નિરોગી રહે છે અને એજ જૈનોનું મુખ્ય ચિન્હ છે. ખેદ સાથે જણાવવું પડે છે કે, જૈનોમાં પાણી ગાળવાની શાસ્ત્રોક્ત રીતનો વર્તમાનકાળે અભાવ જણાય છે. કેટલાક તો માત્ર જાતિવાળાઓના ભયથી પાણી ગાળવાને જુના ધોતીઆનો કકડો રાખે છે, જેથી નાના નાના જીવો તો શું પરંતુ મોટા મોટા કીડા આદિ પણ ગાળતાં નીકળી જાય છે ! કદાચ આટલો પણ જાતવાળાનો ભય ન હોત, તો અન્ય મતાવલમ્બીઓની માફક ખુલ્લેખુલ્લી રીતે અણગળ પાણી પીવા લાગત. જહેના હૃદયમાં દયાનો લેશ પણ અંશ નથી તેઓ જેટલા અનર્થ કરે તેટલા થોડા છે !

**અણગળ પાણી પીવાથી** નિર્દયતાની સાથે અનેક પ્રકારના રોગ પણ શરીરમાં ઉત્પન્ન થાય છે, એટલા માટે દુનિયાના દરેક વિદ્વાન વૈદ્ય, હકીમ, ડૉકટરો ગાળેલું પાણી વાપરવાની ભલામણ કરે છે. જો કે **અંગ્રેજ લોક** પાણી ગાળવું તથા નાના નાના જીવોની રક્ષા વિગેરેની રીત જાણતા નથી, તોપણ શરીરરક્ષા માટે તો પાણી શુદ્ધ કરીનેજ વાપરે છે. આ કામ સ્ત્રીઓએ જરા ધ્યાન આપવાથી ઘણું ઉત્તમ બની શકે છે. ઘરમાં હંમેશાં બે ત્રણ ગળણાં રાખવાં જોઇએ તથા એક જૂનું થયે બીજું બદલી નાંખવું જોઇએ. સર્વથી ઉત્તમ બાબત તો એ છે કે, જળસ્થાનેથીજ પાણી ગાળીને લાવવું તથા જે જે વખતે પીવું હોય ત્યારે ગાળીને ઉપયોગમાં

લેવું, તેમજ સાંજ સ્હવાર બધું પાણી ગાળી જે જીવો એક પહોળા વાસણમાં એકઠા કર્યા હોય, તેને યત્નાચારપૂર્વક જળસ્થાનમાં પહોંચાડવા. પાણીને ગાળી, ગરમ કર્યા પછી ઠંડું થયે પીવાના ઉપયોગમાં લેવાથી શરીર હમેશાં નિરોગી રહે છે એજ પ્રાસુક જળ પીવાનો લાભ છે.

**ભોજનસામગ્રી**—અન્ન ડંખ વગરનું ઉત્તમ હોય છે. તેને છડવું, ઝાડકવું, ભરડવું આદિ કામ અજવાળામાં સાવધાનીથી કરવું જોઇએ. જ્યારે જ્યારે ભરડો, ખાંડો યા દળો તે વખતે જોવું જોઇએ કે, તેમાં કોઇપણ જાતના જીવ છે કે નહી. [1]ઘંટી, [2]ખાણીઆ (જમીનમાં ખાંડવા માટે દાટેલી વસ્તુ) આદિમાંથી યત્નાચારપૂર્વક બધું અનાજ કાઢી લેવામાં આવે, તોપણ કાંઇક અંશ રહી જવા પામે છે, જેથી તેમાં ઘણું કરી ઝીણા ઝીણા જીવો ઉત્પન્ન થાય છે. અનાજને સુંવાળી સાવરણીથી કાઢી અને ચાળણીથી ચાળી તથા સૂપડાથી ઝાડકયા પછી છડવા તથા ભરડવાના ઉપયોગમાં લેવું.

કેટલાક લોક અનાજને ધોયા પછી ઉપયોગમાં લે છે જે ઘણી સારી વાત છે, પરંતુ અણગળ પાણીવડે ધોવાથી તો ઉલટી અશુ-

---

**૧. કેટલીક મૂર્ખ સ્ત્રીઓ ઘંટીમાં અનાજના કેટલાક દાણા રહેવા દે છે કે જેથી ઘંટી ભૂખી ન મરે ! એ કેવી મૂર્ખતા ! કેમકે ઘંટીને નથી ભૂખ લાગતી તથા નથી ખાતી, કારણકે ઘંટી જડ છે. ઘંટીને દળતાં પહેલા અને દળી રહ્યા પછી પણ સાફ કરવી.**

**૨. ખાણીઆમાં કોઇપણ પદાર્થ ખાંડયા પછી સારી રીતે સાફ કરી કોઈ કપડું ભરી દેવું જોઇએ, નહીંતો જે જીવ તેમાં પડે છે તે બહાર નહીં નીકળી શકવાથી મરી જાય છે.**

દ્ધતા થઈ જાય છે, એટલા માટે ગાળેલા પાણીથી ધોવાપર ખાસ ધ્યાન આપવું જોઇએ. કેટલીક સ્ત્રીઓ ચોખા, દાળ, ઘઉં આદિ વધારે પ્રમાણમાં વીણી રાખે છે અને રસોઇ બનાવવા યા દળવાના સમયે કાઢીને ઉપયોગમાં લે છે જે અયોગ્ય છે હમેશાં ઉપયોગમાં લેતી વખતે અનાજ ચાળવું યા વીણવું જોઇએ. રાત્રિએ દળવા આદિનું કાર્ય કરવાથી અનેક જીવોની વિરાધના થાય છે એટલા માટે રાત્રે તથા અંધારામાં આરંભ કરવો નહીં, એમ આચાર્યોએ જ્યાંત્યાં ઉપદેશ આંપ્યો છે

**લોટની મર્યાદા** શિયાળામાં ૭ દિવસની, ઉન્હાળામાં ૫ દિવસની અને ચોમાસામાં ૩ દિવસની છે અને ત્યાર પછી તેમાં જીવની ઉત્પત્તિ થઈ જાય છે. દાળ, ચોખા લોટ, મીઠું, મરચાં આદિ તાજાં લાવી હમેશાં ઢાંકેલાંજ રાખવા. વિશેષે કરી ચોમાસામાં જીવોની ઉત્પત્તિ અધિક થતી હોવાથી તે તરફ ખાસ ધ્યાન આપવું જોઇએ ચીની સાકર (બુરૂં), ઘી આદિ મિષ્ટ અને ચીકણા પદાર્થો માટે તો બધી ઋતુઓમાં ઘણીજ સંભાળ રાખવી જોઇએ; કારણકે થોડીપણ અસાવધાનીના પરીણામે ત્હેમાં જીવોની ઉત્પત્તિ થવા તથા બહારથી આવવામાં વિલંબ લાગતો નથી. કીડી, મંકોડી તો તેની ગંધ માત્રથીજ દોડી આવે છે. જ્યાં સુધી બને ત્યાં સુધી ચોમાસામાં દરેક સામગ્રી થોડી થોડી એકઠી કરવી કે જેથી તે યત્નાચારથી રાખી શકાય.

કેટલીક સ્ત્રીઓ ઉન્હાળામાં પાંચ પાંચ દશ દશ શેરના મેંદાના **લોટની સેવ** (બાફીને ખાવાની વસ્તુ) બનાવી રાખે છે, જેમાં વરસાદના વખતમાં સફેદ રંગના હાલતા ચાલતા ત્રસ જીવોની

ઉત્પત્તિ થઇ જાય છે, તેની પરીક્ષા કોણ કરે છે? જીવ્હાલંપટી પુરૂષો આવી સેવ, સાકર અને દૂધ સાથે ખાઇ બહુ ખુશ થાય છે અને બિચારા અનાથ જીવોની દયા જરા પણ કરતા નથી. વળી **પાપડ, વડી, અથાણાની** દુર્દશા તો કયાં સુધી કહીએ! બબ્બે વર્ષના અથાણાં પણ ઘણીજ રૂચિથી ખાય છે, જેમાં સાક્ષાત દેખીતા ત્રસ જીવોનો સંહાર થઇ જાય છે.

આવીજ **જીવ્હાલોલુપતા**ના કારણે કંદોઇના ત્યાંની મીઠાઈ જેવી અભક્ષ્ય વસ્તુ પણ ઉચ્ચ જાતિ નાસ્તા તરિકે ખાવા લાગી છે. કંદોઈની દુકાને પાણી ગાળવું, રાત્રિ દિવસનો વિચાર, જીવોની હિંસા, સ્પર્શાસ્પર્શ, મર્યાદા આદિનું કાંઈપણ ઠેકાણું રહેતું નથી. લેમ્પની નીચેના થાળામાં રાખેલા પદાર્થપર (લેમ્પપર પડી મરી ગએલા) મચ્છરોના થર જામી જાય છે. એવીજ રીતે રાત્રિએ બનાવેલા પદાર્થોમાં ઘણાજ મચ્છરોનો ઘાણ નીકળી જાય છે વિગેરે એક એક વાતને કયાં સુધી કહેવી? જેઓને જ્ઞાનરૂપી ચક્ષુ છે તેઓએ પ્રત્યક્ષ જોઇ લેવું.

ભલા, જરા વિચાર તો કરો કે, **મીઠાઇની દશા** આમ છે તો જે લોક **કંદોઇના દુકાનની પુરી, પાપડી, શાક-તરકારી, દુધ, દહીં** આદિ વસ્તુઓ ખાય છે તે અભક્ષ્યભક્ષી શું સરાવગી (શ્રાવક) કહેવડાવવાને યોગ્ય છે? કદાપિ નહી! જે લોક આવા નિંદ્ય કાર્યમાં પ્રવર્તે છે, તેઓ મહા અવિચારી અને નિર્દય છે અને એવીજ રીતે કેટલાક લોક પાપડ, વડી, અથાણાદિ પદાર્થ મહીના તો શું પરંતુ વરસ બબ્બે વરસ સુધીના ખાયા કરે છે. આવી ઘણીજ કુરીતિઓ માત્ર કુસંગતિ અને અજ્ઞાનતાના કારણે ફેલાઇ છે તથા આવા અભક્ષ્ય ભક્ષણના કારણે અનેક પ્રકારના દુઃખદાઇ રોગ જૈનસમાજમાં પણ

ફેલાઈ રહ્યા છે. જે બુદ્ધિમાન જૈની છે, જહેમના ઘરમાં સતી, સાધ્વી, આજ્ઞાકારિણી અને જૈનધર્મ પાળનારી સ્ત્રીઓ છે ત્હેમના ઘરમાં આવી કુક્રિયાઓ કદાપિ પણ પ્રવેશ કરી શકતી નથી.

વળી ખાવાના પદાર્થોમાં આદુ, સુરણ, રતાળુ, સકરીઆ, બટાટા, કંદમૂળ, વિદળ આદિ ૨૨ અભક્ષ્ય,* પાંચ ઉદંબર યાને વડ, પીપળ, ઉંમરડા, કઠુંમર અને પાકરફળ તથા ૩ મકાર યાને મદ્ય, માંસ અને મધને ત્રસરાશિ સમજીને ભૂલેચૂકે પણ ખાવાં નહીં

રસોઇ કરતાં પહેલાં સર્વ ભક્ષ્ય તથા શુદ્ધ સામાન ઘણીજ કાળજીથી વીણી–શોધી જોઇતા પ્રમાણમાંજ રસોડામાં લઇ જવો; કેમકે ત્યાં ગએલી સામગ્રી બહાર લાવવા યોગ્ય રહેતી નથી. જેટલો વખત સામગ્રીના શોધવામાં અને વિવેકપૂર્વક રસોઈ કરવામાં ત્હમારો જાય છે તેટલા વખતને સ્હમજો કે, ક્રિયાકોષનો સ્વાધ્યાય કરવામાં ગાળ્યોછે, એમ સમજી ઘણીજ કાળજીથી રસોઇ કરો, કે જે બીજો કોઇ આદમી જુએ તો એમજ સમજે કે, ઉચ્ચ-કુળવાળાની રસોઇ બને છે. પ્રથમ રસોડામાં રસોઇ માટે પાણી લઇ જઇ તેને પ્રાસુક (શુદ્ધ) બનાવવું, કેમકે પાણીની મર્યાદા પોણા કલાકની છે અને રસોઇ તો ૨–૩ કલાકમાં બની રહે છે, એટલા માટે

---

* ૨૨ અભક્ષનાં નામ—૧ વેંગણ ૨. વિદળ (છાશ, દહીં અથવા કાચા દૂધની સાથે, જેની બે ફાડ થઈ શકે એવું અનાજ એકી વખતે ખાવું તે.) ૩. બહુબીજું ફળ. ૪ ઓલા. ૫. રાત્રિભોજન. ૬. કંદમૂલ. ૭. માંસ. ૮. મધુ. ૯. મદિરા. ૧૦. મંટોડી. ૧૧. માખણ. ૧૨. ઝેર. ૧૩ અથાણું. ૧૪. પીપલફલ. ૧૫. વડફલ. ૧૭. કઠુંમર ફલ. ૧૮. પાકર ફલ. ૧૯. અજાણુ ફલ. ૨૦. તુચ્છ ફલ. ૨૧. બરફ. ૨૨. ચલિત રસ.

પાણી શુદ્ધ કર્યા વિના કામમાં લઇ શકાય નહીં. પશ્ચાત્ લોટની કણીક બાંધી તે ઉપર સ્વચ્છ અને શુદ્ધ લુગડાનો કકડો (જે પહેરવા ઓઢવાના કામમાં આવેલો ન હોય) ઢાંકવો; જેથી માંખી બેસવા પામે નહી, તેમજ કણીક ટુંપતી (મસળતી) વખતે હાથમાંની વીંટીઓ કાઢી નાંખવી, જેથી તેમાંનો મેલ કણીકમાં ઉતરે નહી. આ પ્રકારે સર્વ પ્રકારની રસોઇ પોતાની યોગ્યતાનુસાર તૈયાર કરવી. **રસોઇનાં સર્વે વાસણ ભૂલથી પણ ઉઘાડા રાખવા નહીં**; નહી તો બાહ્રથી કેટલાક જીવ-જંતુઓ તેમાં પડે છે જે, જેઓ નીચી દૃષ્ટિએ ભોજન કરે છે તેઓ સારી પેઠે જાણતા હશે!

**રાત્રિએ રસોઈ કરવી યા જમવું એ અતિ નિંદ્ય કાર્ય** છે અને તેવીજ રીતે અંધારી જગ્યાએ રસોઈ બનાવવી એ રાત્રિભોજન સમાન સદોષિત જાણી ત્યાગવા યોગ્ય છે. **રાત્રિભોજન બાબતમાં અન્યમતના માર્કંન્ડેય પુરાણમાં કહ્યું છે કેઃ—**

**अस्तंगते दिवानाथे, तोयं रुधिरमुच्यते ॥**
**अन्नं मांससमं प्रोक्तं मार्कंडेनमहार्षिणा ॥१॥**
**रक्तीभवंति तोयानि अन्नानि पिशितानि च ॥**
**रात्रौ भोजनसक्तस्य ग्रासे तन्मांसभक्षणं ॥ २ ॥**

**ભાવાર્થ**—રાત્રિએ ખાવું તે માંસભક્ષણ અને પીવું તે રક્તપાન બરાબર છે.

આવી રીતે રસોઇ તૈયાર કર્યા પછી કોઈ પણ સ્વધર્મી, ધર્માત્મા તથા સંયમી પુરૂષ, જે ભાગ્યોદયથી મળી આવે તેમને ભોજન કરાવવું અને બની શકે ત્યાં સુધી હમેશાં પોતાની શક્તિ

અનુસાર **સંયમી પુરૂષોનો ખાનપાનદ્વારા યથાયોગ્ય સત્કાર** કરવો, એ ગૃહસ્થોનો મુખ્ય ધર્મ છે. જેઓ પુણ્યવાન છે તેઓનીજ લક્ષ્મી સત્પાત્રદાનમાં ખર્ચાઈ સફળ થાય છે. જેઓને મુનિશ્વર, અર્જિકા, શ્રાવક, શ્રાવિકાને આહારદાન આપવાનો સુઅવસર પ્રાપ્ત થાય છે તેમના સૌભાગ્યનું ક્યાં સુધી વર્ણન કરી શકીએ ? એવાજ સત્પુરૂષોના ઘેર સર્વ પ્રકારના અનિષ્ટની હાનિ થઈ ઇષ્ટનો લાભ થાય છે. કદાચ કોઇ અતિથિ ન મળી શકે, તો પોતાના ઘરમાં જે સંયમી તથા વૃદ્ધ પુરૂષ હોય તેમને પહેલાં જમાડી અથવા એક મનુષ્યની રસોઇ જુદી કાઢી, ઘરના પુરૂષો અને ત્યાર પછી સ્ત્રીઓએ જમવું અને પેલી રસોઇ કોઇ પણ ભૂખ્યા મનુષ્યને આપી દેવી જોઇએ; એવું બનવું ન જોઇએ કે, રસોઈ બનાવી પ્રથમ સ્ત્રીઓ નૈવેદ્ય કરી રહે અને ત્યારબાદ તેજ એંઠા ચોકામાં બીજાને જમવાનું મળે. જેઓના ઘરમાં એવી કુરીતિ છે તે ભ્રષ્ટ અને નિર્લજ પુરૂષ હમેશાં દરિદ્રી રહે છે.

**ભોજન કરી રહ્યા બાદ** તુરતજ વાસણ માંજી નાંખવા જોઇએ કેમકે એવા વાસણ ઘણો વખત પડી રહેવાથી ત્હેમાં ત્રસ-જીવોની ઉત્પત્તિ થઈ જાય છે તથા **માંખીયો** ગણગણાટ કરે છે અને પાણી પડ્યું હોય તો તેમાં પડી કેટલીક મરી પણ જાય છે તેમજ કુતરાં બિલાડાં ચાટી જઈ અપવિત્ર કરે છે.

**રસોઈની મર્યાદા**—પાકી રસોઇ-લાડુ, ઘેબર, બુંદી આદિ કે જ્હેમાં પાણીનો અંશ થોડો હોય છે ત્હેની ૮ **પહોરની** મર્યાદા છે; પુરી, ભજીઆ આદિ અધિક સચિત્ હોવાથી તેની ૪ **પહોરની**

મર્યાદા છે; કઢી, ખીચડી વિગેરે કાચી રસોઈની મર્યાદા **૨ પહોરની** છે. જેમાં પાણી બીલકુલ નાંખવામાં આવતું નથી તેવા **મગજ, દળ વિગેરેની મર્યાદા** લોટના જેટલી સ્હમજવી. દૂધ દોહ્યા પછી તરતજ ગાળી ગરમ કરવાથી શુદ્ધ રહે છે. શુદ્ધ કરેલા **દૂધની મર્યાદા ૮ પહોરની છે** અને ગરમ પાણી નાંખી તૈયાર કરેલી **છાસની મર્યાદા ૪ પહોરની** તથા ઠંડા પાણી વડે કરેલી છાશની મર્યાદા પાણીની માફક ૨ ઘડીની સ્હમજવી. **દહીંની** મર્યાદા, પ્રાશુક (ગરમ) કરેલા દુધમાં જમાવવાથી ૮ **પહોરની છે. દહીં જમાવવાની સર્વોત્તમ રીત** એ છે કે, કળદાર રૂપિયાને સામાન્ય રીતે ગરમ કરી પ્રાસુક કરેલા દૂધમાં નાંખવાથી ચાર પ્રહરમાં ઉત્તમ દહીં જામી જાય છે. આ સિવાય બીજા પદાર્થોની મર્યાદા **શ્રી ક્રિયાકોષજીથી** જાણી તે પ્રમાણે વર્તવું જોઇએ, કેમકે **મર્યાદા ઉપરાંતની હરએક વસ્તુમાં ત્રસ જીવોની ઉત્પત્તિ થઇ જાય છે.** દહીં, છાશની સાથે એવું અનાજ, મેવા આદિ કે જેહેની બે ફાડ થઈ શક્તી હોય તેને મેળવી તથા તેની કોઇપણ ચીજ બનાવી ખાવી નહીં જોઇએ, એને **વિદલ** કહે છે કે જહેના ખાવાથી અનેક દોષ લાગે છે. જે લોકો એવા પદાર્થ ખાય છે તેમને હિંસાનું પાપ લાગે છે અને સ્વાદ બગડેલો ખાવાથી અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે, જેથી ધર્મસાધનમાં અનેક વિઘ્ન પડે છે, એટલાજ માટે પરમાચાર્યોએ પોતાની કરૂણા બુદ્ધિદ્વારા વારંવાર પોકારી પોકરી ઉપદેશ આપ્યો છે કે. તાજો અને શુદ્ધ પદાર્થ ખાઓ, જેથી નિરોગી અને તાજા રહેવાથી લૌકિક અને ધાર્મિક કાર્યો ઘણીજ સારી રીતે સાધી શકો.

**વાસણ**—વાસણ પવિત્ર અને રાખોડીથી સારી રીતે માંજેલા હોવા જોઇએ; કદાચ કોઇ વાસણને પ્રમાદે કરી શૌચક્રિયાના લોટાનો સ્પર્શ થઈ ગયો હોય અગર જે વાસણને માંસાહારી મદિરા પીનાર તથા નીચજાતિનો માણસ અડકી ગયો હોય, તથા જેમાં શુદ્ર જમ્યો હોય એવા વાસણને અગ્નિમાં નાંખી શુદ્ધ કરી લેવાં; તેમજ થાળી, કથરોટ, વાડકા, પ્યાલા વિગેરે વાસણને ગાય, ભેંસ, કૂતરા, બિલાડા આદિ પ્રાણીઓને કદિ પણ ચાટવા દેવાં નહિ; કેમકે તેઓ અપવિત્ર પદાર્થ ખાય છે, જેથી તેમનાં બોટેલાં વાસણો અપવિત્ર થઇ જાય છે. આજકાલની સ્ત્રીયો અજ્ઞાન અને આળસના લીધે, પોતાની સામે કૂતારા, બિલાડા વિગેરે તિર્યંચને વાસણ ચાટતાં જુએ છે, છતાં હાથથી ખેંચી લેવું યા ઉડી હાંકી કહાડવું એ વાત તો દૂર રહી, પરંતુ મ્હોંથી નસાડી મુકવામાં પણ મહેનત સમજે છે.

જેઓના ચોકા, વાસણો અને રસોઇમાં આવી અપવિત્રતા છે અથવા જેઓ-ઉભા બેઠાં-જ્યાં ત્યાં મુલ્યથી ખરીદેલી પુરી અને શાક લઈ જોડા સહિત ખાઇ મ્હોં લૂછી નાંખે છે, એવાઓને આચારવિચારનું ભાન નથી, ન્યાતિ ડર નથી અને ધર્મ તથા લોકલાજ પણ નથી અને તેવા લોકો ' **મહાજન** ' કહેવડાવવા લાયક નથી. જે લોકો અભક્ષ તથા કૂતરાં, બિલાડાના એઠાં ખાનારાં છે તેમને મહાજન તથા શોધકબુદ્ધિથી ખાનારા કહીએ તો તે જૈનકુળમાં લજ્જા યોગ્ય વાત છે. વિચારવા જેવી વાત છે કે, પોતાનાજ કુટુંબનો તથા જાતનો માણસ કોઇ વાસણને એઠું કરે, તો તેમાં બીજા કોઇએ જમવું નહીં એમ શ્રાવકાચારની રીત છે;

તો કૂતરાં, બિલાડાના સ્પર્શ માત્રથી જ્યારે વાસણ અપવિત્ર થઇ જાય છે, તો તેવા વાસણને અગ્નિસંસ્કાર કર્યા સિવાય પવિત્ર માની લેવા એ કેવું નિંદ્ય કાર્ય કહેવાય ? જે સ્ત્રી રસોઇના વાસણોને કુતરાં બિલાડા ચાટતાં જુવે, છતાં તેમને રોકે નહી તે મહા મૂર્ખ અને દરિદ્રી છે; કેમકે તે અપવિત્ર વાસણોમાં પોતે જમે છે તથા ઘરના માણસોને જમાડી ભ્રષ્ટ કરે છે, એટલા માટે જે સમજુ અને પવિત્ર સ્ત્રીઓ છે તેઓ હમેશા વાસણોની શુદ્ધતા અને સફાઇપર લક્ષ આપે છે તથા શુદ્ધ રાખોડીથી માંજી સાફ રાખે છે

**રસોઇની જગ્યા,**—જે રસોડું કહેવાય છે તે કીડી, મંકોડી આદિ જીવજંતુની ઉત્પત્તિ રહિત, એકાંતમાં હોવું જોઇએ કે જેથી ઉંદર બિલાડી વગેરે પ્રવેશ કરી શકે નહિ રસોડાની જમીન સુકી અને પ્રકાશવાળી હોવી જોઇએ. રસોડાની હદ હોવી જોઇએ અને તેટલામાં **ચંદરવો** બાંધવો કે જેથી ઉપરથી જીવજંતુ પડી શકે નહિ રસોડાની માફક ઘંટી, ખાંણીઓ, દુધ ગરમ કરવા, લોટ ચાળવા, પાણીયારૂં, છાશ કરવાની જગ્યાએ પણ ચંદરવો ખાસ બાંધવો જોઇએ. હમેશા રસોડાને સુવાળો અને નરમ સાવરણીથી વાળવું તથા ચુલ્હાની રાખ કાઢી, માટી યા રાખ મેળવેલા પ્રાસુક જળથી સાફ કરવું. એવું ન બનવું જોઇએ કે, જે રસોડામાં રસોઈ થાય છે તેમાં સાકર, ઘી વિગેરે અગર જમતી વખતે જે એઠું પડે છે તે મહીનાના મહીના સુધી સાફ ન કરવામાં આવે અને હમેશાં ઉકરડાની માફક તેજ જગ્યાએ રસોઇ બનાવી પેટ ભરવામાં આવે. રસોડામાં પ્રત્યક્ષ જણાય છે કે, કીડી, મંકોડી વગેરે જીવોની ઉત્પત્તિ સ્હેજ થાય છે તો વગર સાફ કરેલા

રસોડાની સ્થિતિ કેવી થાય એ સહજ લક્ષમાં આવી શકે છે. એવા ગંદકીવાળા રસોડામાં જમવાની વાત તો દૂર રહી, પરંતુ જોવા માત્રથીજ ધૃણા ઉત્પન્ન થાય છે. કેટલાક લોકો અન્ય મતાવલંબી-ઓની દેખાદેખીથી રસોડામાં પાણી છાંટી યા જેમ તેમ વગર વાળે અગર રાત્રિના સમયે જીવજંતુઓ જોયા સિવાય લીપે છે અને કહે છે કે 'ચોકો કરી નાખ્યો'; આ તો **ચોકો કરવો** યાને પવિત્રતા કરવી અને હિંસા બચાવવાના બદલે વિશેષ હિંસા અને અપવિત્રતા થઇ; કારણકે સેંકડો હાલતા ચાલતા જીવ ચોંટી જાય છે; છતાં પણ આશ્ચર્ય જેવું એ છે કે, ચોકો કરવાનું પોતું (કપડું) નીચોવી સુકવી દેવાને બદલે જેવું ને તેવુ પડી રહેવા દે છે, જેથી તેમાં પાણીના ભેગથી-સર્દીના કારણે સેંકડો કીડા બીજા દિવસે પ્રત્યક્ષ નજરે પડે છે, પરંતુ મૂર્ખ અને આળસુ સ્ત્રીઓની દ્રષ્ટિ એ દીન જીવોપર કયા પડે છે ? તે બીજા દિવસે જોયા સિવાયજ ઝટપટ તે પોતાને લઇ ચોકાનુ લીપણુ બિચારા તે સેંકડો જીવના રૂધિરથી કરી નાંખે છે, જે **મહા અનર્થનું કાર્ય** છે. પવિત્ર અને ધર્માત્મા સ્ત્રીઓને જરૂરનું છે કે અનર્થદંડથી બચવાને માટે હમેશાં પોતું નીચોવીને સુકાવા મુકવું અને સુકા પોતાને ખંખેરી તેને લીંપવાના કામમા લેવું; તેમજ પોતું બહુ મેલું થઇ ગયું હોય તો એને બદલી નવુ ઉપયોગમાં લેવું જોઇએ. મેલા પોતામાં જીવ અવશ્ય પેદા થઇ મરી જાય છે કોઇ કોઇ અજાણ સ્ત્રીઓ રસોડાને છાણથી લીપે છે, જે બહુ વખત સુધી નહીં સુકાવાના કારણે ત્રસ જીવોની ઉત્પત્તિ વા ઘાત થાય છે; એટલા માટે છાણથી રસોડું લીંપવું ઠીક નથી, પરંતુ **છાણને બદલે માટી ઉપયોગમાં લેવી.**

આ પ્રકારે યત્નાચારપૂર્વક ચોકો કરી, સ્નાનથી શુદ્ધ થઇ પવિત્ર વસ્ત્ર પહેરી **રસોઇનો સામાન** શોધી (સ્વચ્છ કરી) રસોડામાં જઇ સાવધાનીથી રસોઈ કરવી. આવી રીતે પુરૂષે પણ જમવાની વખતે હાથપગ ધોઇ બજારમાં જવાના અગર શૌચાદિના વસ્ત્ર બદલી રસોડામાં જવું, જેથી ગૃહસ્થોની મર્યાદા અને રસોડાની પવિત્રતા જળવાઈ રહે. જે સ્ત્રી પુરૂષો વગર ન્હાયે વ હાથપગ ધોયે, જેવા તેવા અપવિત્ર વસ્ત્ર પહેરી બેધડક રસોડામાં ચાલ્યા જાય છે તેઓને શુદ્ર જેવા સમજવા. તેઓને અપવિત્રતા અને પોતાના કુળની ઉચ્ચતાનું કાંઇ પણ ભાન નથી. જેઓને આ બાબત સમજાવવા છતાં પણ સમજતા નથી, તેઓ દરિદ્રી અને મૂર્ખ છે; એટલા માટે સ્ત્રી પુરૂષો બન્નેએ આ વિષયમાં બહુજ ખબરદારી રાખવી જરૂરની છે.

**બળતણ**—જીવોની ઉત્પત્તિ રહિત અને સુંકા લાકડાં હોવા જોઇએ; તથા તેને કોમળ સાવરણી અગર કપડાથી ખંખેરીને લેવા. ખાસ કરીને વરસાદમાં તો **લાકડામાં અસંખ્ય જીવ** ઉત્પન્ન થઈ જાય છે તેને સારી રીતે થાળીમાં ખંખેરી જોવાથી જોનારને પ્રત્યક્ષ સેંકડો જીવ નજરે પડશે. જ્યાં સુધી **કોલસાથી** રસોઇ બની શકે ત્યાં સુધી ઠીક છે. કોયલાને ચાળણી વડે ચાળવાથી તેમાંના જીવજંતુ નીકળી જાય છે, **છાણા બાળવાની તો સર્વથા મના છે,** કેમકે એને બનાવતી (થાપતી) વખતે હજારો જીવની હિંસા થાય છે તથા દરેક ઋતુમાં અને ખાસ કરી વરસાદમાં તો અસંખ્યાત જીવ એમાં ઉત્પન્ન થઈ જાય છે; એટલા માટે તેને બળતણના કામમાં લેવા એ સર્વથા અયોગ્ય છે.

આવી રીતે ગૃહસ્થીએ બીજાં દરેક કાર્ય પણ બહુ વિચાર-પૂર્વક કરવાં જોઇએ. ઘણીખરી સ્ત્રીઓ જ્યારે **માથાના વાળ** ઓળે છે ત્યારે પોતાના હાથે જૂ કાઢી નખપર મુકી કચરી નાંખે છે અથવા જોનાર પાસે કઢાવી એનું સત્યાનાશ કરાવે છે એ કેવું નિર્દયતાનું કામ છે? કસાઇ તો એક જીવ મારે છે પરંતુ આ તો **ક્ષણભરમાં હજારોનો વધ** કરી નાંખે છે અને પવિત્ર જૈન જાતિને બદનામ કરે છે. ઉત્તમ કુળ તથા જાતિથી આવા નિંદનીય કાર્ય સર્વથા બંધ થવા જોઇએ. જુ આદિ જંતુઓને કાઢી **એક ખૂણામાં મુકી દેવા જોઈએ.**

આ પ્રકારે ધોવાનું પાણી વિગેરે નાંખવું તથા **પેશાબ** એવી જગ્યાએ કરવો કે જ્યાં જલ્દી સુકાઈ જાય; કેમકે એકજ જગ્યા ઉપર બહુ ભીનું થવાથી કીડા ઉત્પન્ન થઇ જાય છે અને બદબો (દુર્ગંધી) ફેલાય છે તથા અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થવા લાગે છે. આવી રીતે પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, વનસ્પતિ એ પાંચ સ્થાવર-ની રક્ષા માટે જોઇએ તે કરતાં વધારે ઉપયોગમાં ન લેવા જોઇએ. એવું નહિ કે વગર કામે પાણી નાંખી દીધું, યા પૃથ્વી ખોદવા લાગ્યા, જ્યાંત્યાં વિના પ્રયોજને આગ સળગાવવી, વ્યર્થ ઝાડ, ફૂલ, ફળ, પાન તોડવા, અથવા વગરકારણે બળતો દેવતા એંઠવા-ડના પાણીમાં નાંખવો, એ સર્વ **અનર્થદંડ પાપનું મૂળ છે; અને ગૃહસ્થનો મુખ્ય ધર્મ એ છે કે સ્થાવરકાયને** જોઇતાજ ઉપયોગમાં લેવા; **ત્રસકાયની** સંકલ્પી હિંસા તો સર્વથા ત્યાગવી અને ધંધા માટે હિંસામાં યત્નાચારપૂર્વક વર્તવું. જે સ્ત્રીઓ ઘરકામ વિનાવિચારે કરે છે તે બહુજ નિર્દયી અને મૂર્ખ છે. પવિત્ર પુરૂષોએ એવી સ્ત્રીઓના હાથનું પાણી પણ પીવું જોઇએ નહિં.

જે સ્ત્રી પુરૂષ આવી રીતે વગર વિચારે વર્તે છે, તેમના પાપ ઉદય આવી બહુધા સંતાન ઉત્પન્ન થતા નથી અને તેઓ રોગી, દીન, દરિદ્રી બની જાય છે તથા જેવી રીતે તેઓ નિર્દય થઇ બીજા જીવોનો ઘાત કરે છે, તેવીજ રીતે બીજા જન્મમાં તેઓ બીજાઓથી માર્યા જાય છે. કદાચ તેઓને સંતાન થાય, તોપણ માતાપિતાની આજ્ઞાથી પ્રતિકુળ, દરિદ્રી, નિર્દયી, દુઃખી, દુર્વ્યસની અને મૂર્ખ માયાવી થાય છે; જેમને જોઈ માતાપિતા પસ્તાય છે, રડે છે અને દુઃખી થાય છે, એવું જાણી હમેશાં વસ્ત્ર ધોવા, સ્નાન કરવું, અનાજ વગેરે સાફ કરવું, હરવું ફરવું, ઉઠવું બેસવું, લીંપવું, પોતું ફેરવવું વગેરે ઘર તથા શરીર સંબંધી ક્રિયાઓમાં યત્નાચારપૂર્વક પ્રવર્તવું જેથી દયા પળે, જીવોની હિંસા અટકે, શરીર અને કુટુંબની રક્ષા થાય તથા લૌકિક તેમજ પારલૌકિક સુખની પ્રાપ્તિ થાય.

## प्रकरण चोथुं.

### ऋतुक्रिया विचार.

जो नारी ऋतुक्रिया मँहि, वर्तें सविधि सयान ॥
ताके वर संतान है, सुख यश बुद्धि निधान ॥१॥

સ્ત્રીઓના શરીરમાં એક ડિંબકોષ રહે છે, જેની ચરમ-સ્થળીના લોહીથી પ્રતિ માસ ઈંડાના જેવો નાનો પદાર્થ ઉત્પન્ન

થાય છે. ક્રમાનુસાર મહિનો પૂર્ણ થયે તે ઈંડું ફાટી ગર્ભસ્થાન ઉપર નાભિથી જઈને મળે છે અને રક્તાદિ મૂત્રમાર્ગદ્વારા બહાર નીકળી જાય છે. આ પ્રકારે કોઈને બે ત્રણ દિવસ તો કોઈને પાંચ સાત દિવસ સુધી લોહી વહે છે, એવી ક્રિયાવાન સ્ત્રીઓને **પુષ્પવતી** અથવા **રજસ્વલા** કહે છે. લોહી વહેવાનો **નિયમ ત્રણ દિવસનો** છે અને એથી ઓછું વધારે થાય, તે રોગનું કારણ થાય છે. યદ્યપિ આ ક્રિયા ગર્ભાધાન માટે છે તથાપિ આ ત્રણ **દિવસોમાં સ્ત્રીની સંજ્ઞા** શાસ્ત્રમાં આ પ્રકારે કહી છે કે-"પ્રથમ દિવસે ચંડાળણી, બીજા દિવસે રજકણી અર્થાત્ ધોબણ અને ત્રીજા દિવસે અસ્પર્શ શુદ્રણી સમાન અશુદ્ધ અને અસ્પર્શ છે." એટલા માટે સ્ત્રીઓએ એવી સ્થિતિમાં ઘરના બધા કામથી અલગ રહેવું જોઇએ. કોઈપણ સ્ત્રી, પુરૂષ અગર બાળકને અડકવું નહિ; એકાંતમાં રહેવું; ભોજન, વસ્ત્ર, વાસણ આદિ પોતાને વાપરવાના સામાનને જુદો રાખવો, જેથી ઘરના બીજા સામાનથી સ્પર્શ થવા ન પામે. વળી એટલું પણ યાદ રાખવું કે, જ્યાં ત્યા ફરી પોતાનું તથા બીજાનું નુકસાન કરવું નહીં. આ રીતે દરેક બાબતપર ધ્યાન આપવું એ ઉચ્ચ જાતિનું ચિન્હ અને સમજુનું લક્ષણ છે. ખેદની વાત છે કે અજ્ઞાનતા અને કુસંગના કારણે આજકાલ આ ક્રિયાપર સ્ત્રીપુરૂષ કાંઇપણ ધ્યાન આપતા નથી અને સ્પર્શાસ્પર્શની વાત તો દૂર રહી, પરંતુ પાણી ભરવું, વાસણ માંજવા, વસ્ત્રાદિક સીવવા, દળવા આદિ ઘરકામ પણ સ્ત્રીઓ કર્યા કરે છે અને અજ્ઞાની પુરૂષ તે તરફ લક્ષ આપતા નથી, જેથી તેનું પરિણામ એ થાય છે કે, જ્યાં ત્યાં **ફરવાથી** જહેની ત્હેની છાયા તેણીની ઉપર પડે છે, જેથી **સંતાનના સ્વભાવમાં ફેર** પડી જાય છે,

વર્તમાન કાળમાં ઘણું કરી પાપી, અધર્મી પુરૂષ સંસારમાં અધિક છે, જેથી કદાચ તેઓનો પડછાયો પડી જાય, તો સંતાન પાપી, કુકર્મી, દુરાચારિણી, મૂર્ખ અને દરિદ્રી થાય છે. એનું કારણ એ છે કે સ્ત્રી પુષ્પવતી (રજસ્વલા) થયા પછી જ્યારે ગર્ભાધાનનો સમય આવે છે ત્યારે કોઈ પરપુરૂષની છાયા પડી જાય તથા તેની તરફ મન ચલાયમાન થઈ જાય તો સ્ત્રી શીલવાન હોવા છતાં પણ તે પુરૂષની દષ્ટિ અને સ્વભાવ અનુસાર સંતાન ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ઘણા બાળકો માતાપિતાના સ્વભાવ તથા દ્રષ્ટિથી ભિન્ન પ્રકૃતિના નજરે પડે છે. એટલું નક્કી સ્હમજવું કે દરેક સ્ત્રી કુશીલ નથી હોતી, પરંતુ એક ઋતુક્રિયાની ભ્રષ્ટતાથી આ સર્વ ભેદ થઈ રહે છે, જેથી અવસરાનુસાર આ સ્થળે એક દૃષ્ટાંત કહેવામાં આવે છે.

કોઇ ગામમાં ચાર સૂરદાસ રહેતા હતા, જે પરસ્પર મિત્ર હોવા સિવાય ગુણવાન પણ હતા અર્થાત્ પહેલો રત્નપરીક્ષક, બીજો અશ્વપરીક્ષક, ત્રીજો સ્ત્રીપરીક્ષક અને ચોથો પુરૂષપરીક્ષક હતો. તેઓએ એક દિવસ એકઠા મળી વિચાર કર્યો કે, આપણે અહીં દુઃખી જીવન ગુજારીએ છીએ, તેથી પરદેશમાં જઈ પોતપોતાના ગુણ વડે તેનો લાભ ઉઠાવીએ. એવો વિચાર કરી ચારે જણા બીજે ગામ જવા નીકળ્યા. જતાં જતાં કોઈ મ્હોટી રાજ્યધાનીમાં પહોંચ્યા અને અવસર જોઈ ત્યાંના રાજાને મળી નિવેદન કર્યું–'હે રાજન્! અમે ચારે પુરૂષ અંધ અને નિરૂદ્યમી છીએ અને આપ દીનપાળક છો, જેથી દયા કરી હમારા લોકની આજીવિકા ચાલુ કરવાની કૃપા કરશો.'

તેઓની આવી પ્રાર્થના સાંભળી રાજાએ પૂછ્યું-"હે વિદેશી સૂરદાસો ! ત્હમે કોઈપણ ધંધો કરી શકો છો ?" એટલે તે ચારે જણે પોતપોતાના ગુણ રાજાને કહી સંભળાવ્યા, જે સાંભળી રાજા બહુ પ્રસન્ન થયા અને કાર્યકર્તાઓને હુકમ કર્યો કે આ ચારે સૂરદાસને તેમની ઉદરપૂર્તી માટે જોઇતો સામાન આપવો. રાજાની આજ્ઞાનુસાર એમને પેટીયું મળવા લાગ્યું અને તેઓ સંતોષથી રહેવા લાગ્યા.

દૈવયોગે એક દિવસ કોઇ વિદેશી ઝવેરી કેટલુંક જવાહીર હીરા, મોતી, પન્ના, રત્ન વિગેરે લાવી રાજ્યસભામાં હાજર થયો; એટલે રાજાએ રત્નોની પરીક્ષા માટે પેલા **રત્નપરીક્ષક સૂરદાસને** બોલાવી આજ્ઞા આપી કે, મ્હારે આ ઝવેરી પાસેથી કેટલુંક ઝવેરાત ખરીદવું છે, જેથી ત્હમે ખરાખોટાની પરીક્ષા કરો.

આ સાંભળી તે સૂરદાસે **સાચા રત્નને** શોધી રાજાને આપ્યાં અને કહ્યું—"મહારાજ ! આ ખરાં રત્ન છે. જો આપને વિશ્વાસ ન હોય તો ઘાણુ (લોખંડનો ભારે હથોડો) ઠોકી જોઈ લેશો. જો કાચા અને નકલી હશે તો ફૂટી જશે અને અસલ કદાપિ ફૂટશે નહિ." એટલે રાજાએ તે પ્રમાણે પરીક્ષા કરી જાણી લીધું કે, સૂરદાસની પરીક્ષા ઉત્તમ છે અને ખુશી થઈ આજ્ઞા કરી કે, આજથી અનાજપાણી દોઢગણું આપવું, આ બહુ હોંશિયાર આદમી છે.

કેટલાક દિવસ વિત્યા પછી કોઈ **વિદેશી** સોદાગર ઘોડા વેચવા માટે રાજ્યસભામાં આવ્યો. આ વખતે રાજાને **અશ્વપરીક્ષક સૂરદાસની** જરૂર જણાઇ, એટલે રાજાએ ત્હેને બોલાવી એક

ઘોડો, જે બહુજ સુંદર, રૂષ્ટપુષ્ટ અને સારી ચાલવાળો હતો ત્હેને પરીક્ષા કરવા માટે સોંપ્યો. સૂરદાસે ઘોડાની પીઠપર હાથ ફેરવી તથા ગર્દન, મુખ, પેટ, પગ, પૂંછડું, કમર, મસ્તક વગેરે અંગને તપાસી કહ્યું—"હે રાજન્ ! આ ઘોડામાં બીજાં સર્વે સુલક્ષણ છે, પણ માત્ર **એક મ્હોટો અવગુણ** એ છે કે, તલાવ, નદી વિગેરે જળસ્થાનમાં પ્રવેશ કરતાંજ બેસી જશે; યદિ આપને જરૂર જણાય, તો પરીક્ષા કરી લ્યો." આ સાંભળી રાજાએ તત્કાળજ ઘોડાપર સ્વાર થઇ તળાવમાં પ્રવેશ કર્યો. ઘોડો, સૂરદાસના કહેવા મુજબ પાણીનો સંયોગ થતાંજ બેસી ગયો, એટલે રાજાને વિશ્વાસ આવ્યો અને ત્યાંથી આવી સૂરદાસને પૂછ્યું—"ત્હમે ઘોડાનો આ અવગુણ કેવી રીતે જાણ્યો ? અને પાણીમાં બેસી જવાનું શું કારણ છે ?" ત્યારે સૂરદાસે નિવેદન કર્યું કે, મહારાજ ! જેવી રીતે ચતુર વૈદ્ય, રોગીના હાથની નાડી, મુખ, જીવ્હા, નેત્ર વગેરે અંગોની આકૃતિ જોઇ રોગની પરીક્ષા કરી લે છે, તેવીજ રીતે મ્હેં એના પેટપર હાથ ફેરવતાંજ, **ફુલેલી નસ** માલૂમ પડી, જેથી અનુમાન કરી લીધું કે, આ ઘોડાની માએ ભેંસનુ દૂધ પીધું હશે, જેની ગર્મીનો અંશ આના અંગમાં છે, જેથી ઠંડક જોઈ આ બેસી જાય છે. આથી રાજાએ ખુશી થઈ આ સૂરદાસને પણ અધિક અનાજ આપવાની આજ્ઞા કરી. આ પ્રકારે વખત આવવાથી બે સૂરદાસ તો પોતાના ગુણ રાજાને બતાવી ચુકયા.

વળી એક દિવસે રાજાએ વિચાર કર્યો કે, બાકીના બે સૂરદાસ બેઠા બેઠા મફતમાં ખાય છે, માટે તેઓના હુન્નરની પણ પરીક્ષા કરવી જોઇએ. બાકીના બેમાંથી પહેલા **સ્ત્રીપરીક્ષક** સૂરદાસને

બોલાવ્યો અને કહ્યું—"તમે આજ મહેલમાં જઈ રાણીની પરીક્ષા કરી અમારી પાસે સર્વ વૃત્તાંત કહો." એટલું સુરદાસને કહી રાણીને પણ ખબર કરાવી કે, આજ થોડા વખતમાં એક સુરદાસ મહેલમાં આવનાર છે, માટે તેનું યથાયોગ્ય આદરસત્કાર, સુશ્રુષા ઈત્યાદિ સાવચેતીથી કરવું. આ રાણી તરતજ અતિ હર્ષની સાથે સ્નાન કરી, માથાના કેશ ગુંથી, વાળેવાળે મોતી પરોવી, મસ્તકપર તીલક કરી, આંખોમાં અંજન આંજી, નાકમાં નથ પહેરી, કાનમાં કુંડળ ધાલી, ગળામાં હાર લટકાવી, નખથી માથાપર્યંત આભૂષણથી વિભૂષિત થઈ, અમૂલ્ય વસ્ત્ર પહેરી તૈયાર થઈ રહી. આ પ્રકારે રાણી તૈયાર થઈ વાટ જોઈ રહી હતી, એટલામાં એક માણસ સાથે **ઓપરીક્ષક સૂરદાસ રાજ્યમહેલની દેવડીપર** જઈ પહોંચ્યો. રાણી તેને આવતો જોઇ હર્ષભેર કાંઇ ભેટ લઇ મદમાં મહાલતી, જોરથી ખોંખારતી જલ્દી જલ્દી સૂરદાસના સન્મૂખ આવી; એટલે તો સૂરદાસે આવાં ઉપરનાં ચીન્હોથીજ રાણીની પરીક્ષા કરી લીધી અને પાછા પગેજ રાજ્યસભામાં ચાલ્યો ગયો, જ્યાં રાજાને નિવેદન કર્યું કે. હે પ્રજાપાલક, દીનરક્ષક મહારાજ! જો મ્હારો અપરાધ ક્ષમા કરો, તો હું પરીક્ષા કરેલી રાણીના લક્ષણનું વર્ણન કરૂ.

રાજા આશ્ચર્ય પામી કહેવા લાગ્યા કે, ઠીક, ત્હમારો અપરાધ ક્ષમા છે, જે સાચી વાત હોય તે કહો! એટલે ઓપરીક્ષક સૂરદાસ નિર્ભય રીતે બોલ્યો-'હે અન્નદાતા! આપની રાણી કોઇ હલકા ઘરની પુત્રી માલૂમ પડે છે, યાને રાણીના અસલપણામાં ફેર માલૂમ પડે છે. કદાચ એની માતા ક્ષત્રાણી હોય તો તે પરપુરૂષગામિની છે અને જો પિતા ક્ષત્રી હોય તો અવશ્ય હલકી જાતની સ્રીના પેટથી ઉત્પન્ન થઈ છે!

સૂરદાસનાં આવાં વચન સાંભળી રાજા દિંગમૂઢ થઈ ગયા. અને તત્કાળજ મેહેલમાં જઈ રાણીને કહ્યું—'હે પ્રિયે! હું તમને એક વાત પૂછું છું, તો સાચેસાચું કહેવું; કાંઇપણ અંતર રાખવો નહિ. મ્હારે એ સિદ્ધ કરવું છે કે ત્હમે કોના પુત્રી છો? કદાચ કાંઈ જુદું હોય તોપણ ડરવું નહિ, કેમકે એમાં તમારો શો દોષ છે? ભાગ્ય બળવાન છે!"

રાજાનાં વચન સાંભળી રાણીએ હાથ જોડી વિનંતી કરી—'હે સ્વામી! હે પ્રાણનાથ! મ્હારો અપરાધ ક્ષમા કરો. સાચી વાત તો એ છે કે, હું દાસીની કુખથી ઉત્પન્ન થઇ છું અને આપની સાથે સંબંધ થવાનું કારણ એ છે કે, આપની જે કન્યાની માંગ હતી તે લગ્ન સમય સુધીમાં મૃત્યુ પામી, જેથી રાજાએ તેના મરણની વાત છુપાવી મ્હારી સાથે આપનું લગ્ન કરી દીધું.'

આ પ્રકારે રાણીની હકીકત સાંભળી અને તેણીના ઉપર વિશ્વાસ કરી રાજાએ રાજ્યસભામાં આવી સૂરદાસને કહ્યું:-'હે સૂરદાસ! ત્હમે કેવી રીતે જાણ્યું કે, મ્હારી રાણી દાસીથી ઉત્પન્ન થઇ છે; એટલે સૂરદાસે નિવેદન કર્યું-'હે રાજન્! દરેક મનુષ્યની પ્રકૃતિ બે વાતોથી જણાય છે; એક તો બોલવાથી અને બીજી શરીરની ક્રિયા યાને ચાલવું, ફરવું, ઉઠવું, બેસવું અથવા વસ્ત્રાભૂષણ આદિ ઠાઠમાઠથી. એ ઉપર કોઈ કવીએ કહ્યું છે કે:—

भले बुरे सब एकसे, जबलौं बोलत नाँहि ।
जान परत हैं काक पिक, ऋतु वसंतके मांहि ॥१॥
बड़े बड़ाई नाँ तजैं, बड़ो न बोलैं बोल ।
हीरॉ मुखसे ना कहे, बड़ो हमारो मोल ॥२॥

હે મહારાજ! આ પ્રકારે મ્હેં આપની રાણીની પરીક્ષા, બોલવાચાલવાપરથી કરી છે. જે મ્હોટા ઘરની પુત્રી છે, ત્હેને પીયર અને સાસરાની શરમ તથા પોતાના પિતા તથા પતિની ઇજ્જતનો ખ્યાલ હોય છે, તે લોકનિંદા અને અપયશથી ડરે છે, તે મર્યાદાપૂર્વક ધીરજથી ચાલે, ઉઠે, બેસે અને બોલે છે. એથી વિરૂદ્ધ જેમ તેમ વધારે બોલવું, ચાલવું, ઉઠવું બેસવું એ નિર્લજ્જતાનું ચિન્હ છે અને એથી હલકાઈ જણાઇ આવે છે. મ્હોટા ઘરની વહુ-બેટી સસરા-સાસુ આદિ કુટુંબી સન્મુખ પોતાના પતિ સાથે પણ કદિ વાતચીત કરતી નથી. કુટિલ સ્રીઓના વિષયમાં કહ્યું છે કે—

अपने पिताके वासमें, जहँ तहँ फिरें मतिमन्द ज्यों।
घर २ में डोले झाँकती, बिन हेतुही स्वच्छंद ज्यों॥
जहँ होय मेला तथा कौतुक, देखनेको जावहीं।
परपुरुष बैठे होंय बहुते, होय तहँ ठाढी सही ॥१॥
बहु भ्रमन पसंद विदेश जाकों, एकली जहँ तहँ फिरें।
व्यभिचारिणी जे नारि कुटिला, प्रीति तिनहुं ते करें॥
नहिं लाज काहूकी करैं, निजपति निरादर जासके।
सो नारि कुलटा पापिनी, यह जान लक्षण तासके॥२॥
क्षणमांहि रोवें अरु हँसे, उन्मत्त मदमें नित रहें।
नहिं होय तोषित भोगसूँ, नित कामकी बाधा वहें॥
चालैं मटकती चाल आतुर, स्वाद जिव्हाका चहैं।
ऐसी कुनारी स्वतः नाशैं, जयदयाल जैनी कहैं॥३॥

હે પૃથ્વીપતિ! કુલવંતી ભાર્યા પોતાના અંગોપાંગ હમેશાં ઢાંકે છે, નીચી દ્રષ્ટિએ ચાલે છે, કોઇથી જેમતેમ સંભાષણ કરતી નથી, સકલ કુટુંબથી પ્રેમ રાખે છે, પ્રાણીમાત્રપર કરૂણાભાવ રાખી દયા પાળે છે, દુ:ખી તથા ભૂખ્યાને પોતાના હાથથી ખાલી હાથે જવા દેતી નથી, ધર્માત્મા-જીવોથી સ્નેહ કરે છે; દેવ, ધર્મ, ગુરૂ તથા ગુરૂજનોનો યથાયોગ્ય વિનય કરે છે; દર્શન, સ્વાધ્યાય, શાસ્ત્રશ્રવણ આદિ ધર્મકાર્યોમાં પ્રવર્તે છે, પતિની આજ્ઞા પ્રમાણે ચાલે છે, ગૃહકાર્યોમાં સાવધાન રહે છે, વિવેકપૂર્વક શુદ્ધ રસોઇ કરે છે; મકાન, વાસણ, સામાન સાફ તથા યોગ્ય સ્થાને રાખે છે, અર્ધું કામ કરતી નથી યાને મૂર્ખ સ્ત્રીઓ માફક એક કામ અધુરૂં મૂકી બીજું કરવા દોડી જતી નથી; કેમકે એમ કરવાથી વખત વધારે લાગવા છતાં પણ કેટલાંક કામ અધુરાં રહી જાય છે, જેથી નુકસાનની સાથે અપવિત્રતા પણ બહુ થાય છે; ગૃહસ્થાવસ્થામાં વિવેકી, સુલક્ષણી સ્ત્રીની સુવ્યવસ્થાના સબબેજ પતિની અલ્પ કમાઇમાં પણ બરકત રહે છે.

**તેજ સ્ત્રીનો ગૃહવાસ સફળ** છે, તેજ ઘર વખાણવા યોગ્ય છે, તેજ સ્ત્રીને ધન્ય છે કે જે ગૃહસ્થપણામાં રહી મ્હોટાની માફક ચાલી યશ અને કીર્તિ પ્રાપ્ત કરે છે. એવી સૌભાગ્યવતી સ્ત્રીનાં વખાણ હરકોઇ કરે છે અને કહે છે કે—'અમુકના ઘરમાં મોટી ભાગ્યવતી, ધર્માત્મા સુલક્ષણી સ્ત્રી છે" જ્હેના ઘરમાં એથી વિરૂદ્ધ વર્તનવાળી સ્ત્રી હોય તેને માટે કહે છે કે—"અમુકના ઘરમાં કમજાત, ભાગ્યહીન, ફૂવડ સ્ત્રી છે, જ્યારથી ત્હેના ઘરમાં પગ મૂક્યો છે, ત્યારથી ત્હેની પડતી થઇ છે, ઇત્યાદિ ઇત્યાદિ." આપ્રકારે **ભલાની ભલાઈ અને બુરાની બુરાઈ જગત્માં ગવાય છે.**

જે ઘરમાં સુલક્ષણી, વિનયવતી, ધર્માત્મા અને વિચક્ષણ સ્ત્રી હોય છે, તે ઘરથી દુઃખ, દારિદ્ર, રોગ, શોક સર્વે દૂર થઇ સુખ તથા લક્ષ્મીનો વાસ થાય છે. જે ઘરમાં એથી વિરૂદ્ધ વર્તનવાળી સ્ત્રી હોય છે તે ઘરનું સત્યાનાશ જાય છે. જ્હેના ઘરમાં એવી પિશાચીણી નારી છે તે પુરૂષ જીવતાં પણ નર્કવાસ ભોગવે છે. એવી સ્ત્રીથી ઉત્પન્ન થએલાં સંતાન પણ કુલક્ષણવાળાં, શુભક્રિયાવર્જિત, ધર્મથી વિમુખ, વિદ્યાહીન, નિર્બુદ્ધિ, સપ્તવ્યસની, કુકર્મી, અલ્પાયુ, પુન્યહીન, રોગી અને દુઃખી હોય છે. આવી રીતે **સ્ત્રીઓની પરીક્ષાના અનેક અંતરંગ અને બાહ્ય ચિન્હ કહી તે સૂરદાસ બોલ્યો**-" હે મહારાજ! બધીજ સ્ત્રીઓ એક સરખી હોતી નથી. સ્ત્રીઓ ચાર પ્રકારની હોય છે. (૧) **પદ્મિની** (૨) **ચતુરણી** (૩) **શંખણી** અને (૪) **ડાકિણી**. આ ચારેની શરીરચેષ્ટા, રહેણી-કરણી જુદા જુદા પ્રકારની હોય છે, જે ઉપર સંક્ષિપ્તથી કહેવાઈ ગયું છે. આવી રીતે ત્રીજા સૂરદાસથી સ્ત્રીપરીક્ષાનું વૃત્તાંત જાણી રાજા બહુજ ખુશી થયો અને ત્હેને પણ ઇનામમાં અનાજ વધારે આપવાનો હુકમ આપ્યો.

છેવટે રાજાએ **ચોથા સૂરદાસને** બોલાવી કહ્યું—'જો ત્હમે **પુરૂષપરીક્ષા** જાણો છો, તો અમારી પરીક્ષા કરી યથાર્થ ગુણદોષ પ્રકટ કરો!' એટલે સૂરદાસ તત્કાળ હાથ જોડી બોલ્યો—"હે દીન પાળક! સાચી વાત તો એ છે કે, આપની પરીક્ષા હું પહેલે દિવસથીજ કરતો આવ્યો છું, જે આજ આપની આજ્ઞાનુસાર નિવેદન કરું છું કે—**આપનો સ્વભાવ વણિક જેવો છે.**'

સૂરદાસનાં આવાં વચન સાંભળી આખી સભા, રાજાસહિત ચકિત થઈ ગઈ, સર્વેની દ્રષ્ટિ નીચી થઇ અને મનમાંજ ચિંતવવા લાગ્યા કે આ કેવી વાત છે ? એ વખતે તો રાજાના હોશ ઉડી ગયા, પરંતુ તેઓ ચતુર અને સાહસી હતા એટલે મનમાં વિચારવા લાગ્યા કે, સ્ત્રી, અગ્નિ, જળ, નદી, સર્પ, સિંહ, ચીંછી, ચોર, જાર, આદિ કુટિલ સ્વભાવવાળાનો વિશ્વાસ શો ? જેઓ તેમના ઉપર વિશ્વાસ કરે છે તે મહામૂર્ખ છે. તેમાં કુલટા અને વ્યભિચારિણી સ્ત્રીનો સ્વભાવ એવો હોય છે કે વિશ્વાસઘાત કરી, પતિનું મસ્તક છેદી, પરપુરૂષ સાથે રમણ કરી શકે છે. આ વિષયમાં **ધર્મપરીક્ષા** ગ્રંથમાં લખ્યું છે કે—

तीनोंही त्रिलोक बीच जेती हैं वनस्पति,
लेखनी संभारै ताकी करकें तरज जू।
तीनोंही त्रिलोक बीच जेते हैं समुद्र द्वीप,
पर्वतकी स्याही कर आनके भरत जू॥
तीनोंही त्रिलोक बीच परी है जो जेती भूमि,
ताहीके संभार आछे पत्र ले करत जू।
शारदा सहस्रकर करके लिखत सदा,
कामिनी चरित्र तोऊ लिखेना परत जू॥ १ ॥*

રાજાએ ઉપર પ્રમાણે વિચારી સૂરદાસની કહેલી વાતની તપાસ કરવા માટે પોતાની માતાના મહેલમાં જઇ, હાથ જોડી નમ્રતા-

*આ વચન અધમ સ્ત્રીઓ માટેજ ચરિતાર્થ થાય છે

પૂર્વક પૂછ્યું,—"હે માતા! ભવિતવ્ય બળવાન છે અને તે મટાડવા કોઇ સમર્થ નથી: એટલા માટે આપ મનમાં બીલકુલ વ્યાકુળ ન થતાં હું જે વાત પૂછું તેનો યોગ્ય જવાબ આપશો."

રાજમાતાએ કહ્યું,—"પ્યારા સુપુત્ર! એવી તે કઇ વાત છે કે જે હું ત્હારાથી છુપાવીશ? કહે, તું શું જાણવા ઇચ્છે છે?"

રાજાએ કહ્યું--"હું મ્હારા પિતાથી ઉત્પન્ન થયો છું કે અન્ય કોઇ પુરૂષથી? જો હું ક્ષત્રિય વંશથીજ ઉત્પન્ન થયો હોઉં તો મ્હારો સ્વભાવ ક્ષત્રિય માફક ઉદાર નથી તેનું શું કારણ?" એટલે રાજમાતા કાંઇક ચિંતાતુર થઈ ગભરાતી ગભરાતી બોલી,-"હે પુત્ર, સાચી વાત તો એ છે કે, એક સમયે હું ઋતુવતી થયા પછી ચોથે દિવસે સ્નાન કરી મેહેલપર બેસી શ્રૃંગાર સજી રહી હતી કે એટલામાં અમુક શેઠ (જહેની હવેલી સરકારી મ્હેલોની સ્હામે છે) પોતાના મકાનની અગાસીમાં સ્નાન કરી રહ્યો હતો, જેથી મ્હારી દૃષ્ટિ તેના ઉપર પડી અને મ્હારી-ત્હેની ચાર આંખ થઈ; તત્કાળ મ્હારા મનમાં વિકાર ઉત્પન્ન થયો. દૈવયોગે તેજ દિવસે રાજાના સયોગથી મ્હને ગર્ભ રહ્યો અને તું ગર્ભમાં આવ્યો. જો કે ત્હારી ઉત્પત્તિ યથાર્થ રીતે રાજાથીજ છે, પરંતુ **ઋતુક્રિયામાં આ પ્રમાણે ફેર પડવાથી ત્હારી પ્રકૃતિમાં પણ ફેર** પડી ગયો છે. આ સાંભળી રાજાને ચોથા સૂરદાસનાં વચનોપર પ્રતીતિ આવી અને ચારે બુદ્ધિમાન સુરદાસોને તેઓના અદ્‌ભુત ગુણોથી પ્રસન્ન થઇ તથા ઇનામ આપી રાજ્યમાં રાખ્યા.

**ઉપરની વાર્તા**થી એટલું ગ્રહણ કરવાનું મળે છે કે, ઋતુક્રિયામાં ફરક પડી જવાથી કેવાં પ્રકારનાં નુકસાન થાય છે.

ક્યાં ક્ષત્રિયધર્મનું પ્રબળ પરાક્રમ, કે જે જંગી તલવાર લઇ રણસંગ્રામમાં શત્રુ સન્મુખ બાથ ભીડે, શત્રુને હણે યા પોતાનો પ્રાણ વિસર્જન કરે, પરંતુ રણમાંથી પરાંગ્મુખ થઈ કદી પણ પીઠ ન દેખાડે અને દીન, અનાથ, અસમર્થ જીવોની રક્ષા છત્ર સમાન કરે; ઉદારતામાં એવો કે લક્ષાવધિ દ્રવ્ય તો શું પરંતુ ક્ષણમાત્રમાં સંપૂર્ણ પરિગ્રહ ત્યાગી થઈ જાય; જેવો રણશૂર તેવોજ તપશૂર, આ પ્રકારે ક્ષત્રીનું મહાન સાહસી કુલ, જે એક ઋતુક્રિયાજ બગડી જવાથી વણીક સ્વભાવનું ધારક થઇ જાય છે. આ દૃષ્ટાંત માત્ર રહમજી પોતા તરફ નજર કરવી જોઇએ કે, એવીજ દુર્દશા આજની જૈનજાતિમાં થઇ રહી છે અને એજ કારણે સંતાનો ધર્મહીન થાય છે એવો નિશ્ચય કરી **ઋતુક્રિયામાં જેમતેમ પ્રવર્તવું ન જોઇએ.**

હવે એ ક્રિયા–ઋતુક્રિયા સંબંધીના દોષ અને તે વખતે કેવી રીતે વર્તવું ઇત્યાદિનું વર્ણન કરવામાં આવશે. દરેક સ્ત્રીએ યાદ રાખવું કે જે સ્ત્રી ઋતુ સમયે કોઇપણ પ્રકારની કુચેષ્ટા કરે છે તેનું પહેલાં કરેલું ધર્મ, કર્મ, પૂજા, દાન, જપ, તપ, વ્રતાદિ સર્વ નિષ્ફળ જાય છે. આથી જે અબળા પાપથી ભયભીત થઇ પોતાનું કલ્યાણ ઇચ્છે છે તેણે **ઋતુ સમયે બહુજ સાવધાનીથી પ્રવર્તવું જોઇએ.**

સ્ત્રીઓની **ઋતુક્રિયા બે પ્રકારે** થાય છે (૧) **પ્રકૃત** (૨) **વિકૃત.** જે સ્વભાવથીજ પ્રતિમાસે થાય છે તેને પ્રકૃત અને જે રોગાદિથી અકાળે થાય છે તેને વિકૃત કહે છે. જે રોગાદિ કારણથી **૧૮ દિવસ પહેલાં** થાય છે તેની **શુદ્ધિ સ્નાન માત્રથી** છે;

કદાચ ૧૮ દિવસ બાદ રોગાદિથી પણ થાય, તો તે પૂરેપૂરું અશૌચ માનવું જોઇએ. **રજસ્વલા સ્ત્રીને નદીમાં પડી સ્નાન કરવાની મનાઈ છે.**

જ્યારે સ્ત્રીને માલૂમ પડે કે હું રજસ્વલા થઈ છું તો તેજ વખતથી કોઈપણ વસ્તુનો સ્પર્શ કરવો નહીં. કદાચ જમતી વખતે થાય તો ભોજન ત્યાગી સ્નાન કરે અને ત્યારબાદ ભોજન કરે તથા બીજું કોઇપણ કાર્ય ન કરે અને તે એટલે સુધી કે બાળકને પણ ન અડકે. કદાપિ બાળક નાનું હોય અને લીધા વિના ચાલે તેમ ન હોય, તો તેને પણ ન્હવરાવ્યા પછી બીજી વસ્તુને અડકવા દે. પોતે એકાંતસ્થાનમાં રહે, શય્યાપર સુવે નહી, જમીન ઉપર સાદડી તથા બીજું નાનું વસ્ત્ર (કે જે સહજ રીતે ધોઈ શકાય) પાથરી સુવે, ભારે ભોજન ન લે, શ્રૃંગાર પહેરે નહીં, આંખમાં કાજળ આંજે નહી; પાન, એલચી આદિ મુખવાસ ન ખાય, ગીત ન ગાય, ઠઠ્ઠા મશ્કરી ન કરે, મંદિરમાં ન જાય, ત્યાંનું કોઇપણ કામ ન કરે અને તે એટલે સુધી કે **પોતાના પતિ સાથે પણ કોઈ પ્રકારની વાતચીત યા કુચેષ્ટા ન કરે.** તે છતાંપણ કોઇ નીચ, કામાતુર, ધર્મહીન, ચંડાળ પતિ આવે વખતે હઠથી વાતચીત કરે અગર જુએ, તો બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાય અને કામ સેવન કરે તો તેના પાપ તરતજ ઉદય આવી ગર્મી, પ્રમેહ, ગાંઠીઆ, વાયુ, શ્વાસ, જવર, કોઢ, ખુજલી, ઇત્યાદિ રોગ થઇ જાય છે અને તેથી અનેક પ્રકારનાં **નારકી દુઃખોની પ્રાપ્તિ** થાય છે તથા આજ જન્મમાં કુટુંબ, લક્ષ્મી આદિનો નાશ થઇ જાય છે; કેમકે આગમનું વચન છે કે '**જે કોઈ અવિચારી,**

પાપી પુરૂષ ઋતુવાળી સ્ત્રીનું સેવન કરે અને કદાચિત્ ગર્ભ રહે તો પ્રથમ દિવસના ગર્ભથી સાક્ષાત્ ચંડાળ-સમાન, બીજા દિવસના ગર્ભથી બુદ્ધિહીન, પાપી અને દરિદ્રી તથા ત્રીજા દિવસના ગર્ભથી ભાગ્યહીન કુમાર્ગી સંતાન ઉત્પન્ન થાય છે;' એવું સ્હમજી જે સ્ત્રી-પુરૂષ વિવેકી અને ધર્મી છે તેઓએ આ ત્રણ દિવસોમાં પોતાના મનને વશી-ભૂત રાખવું. વધારે તો શું, પરંતુ રજસ્વલા સ્ત્રીનો પડછાયો કદાપિ આંખના રોગવાળા અથવા વડી, પાપડ વિગેરે ઉપર પડે તો તે સર્વ પદાર્થ બગડી જાય છે. અને તે એટલે સુધી કે વિષધર-સર્પની અને રજસ્વલાની દ્રષ્ટિ મળી જાય, તો તે પણ આંધળો થાય છે એટલા માટે પોતાનું તથા બીજાનું નુકશાન થાય છે એમ સ્હમજી સ્હમજુ સ્ત્રીએ ત્રણ દિવસ સુધી વગર કામે અહીંતહીં ફરવું નહીં. જે ઉત્તમ સંસ્કારવાળી સ્ત્રી હોય છે તે આ દિવસોમાં એકાંતસ્થાને બેસી ધર્મસ્વરૂપને વિચારી પોતાના મનમાં પશ્ચાતાપ કરે છે કે, અહો ! ધિક્કાર છે આ સ્ત્રી પર્યાયને કે જેથી આટલો સમય દર્શન, સ્વાધ્યાય આદિ ધર્મકાર્યથી વિમુખ રહેવું પડે છે. વિદ્વાનો કહે છે કે, માયાચારના તીવ્ર બંધનથી આ સ્ત્રી પર્યાય થાય છે અને તેજ વાસનાના પરિણામે નીતિમાં સ્ત્રીને માયા તથા બ્રહ્મઘાતિની યાને શીલનો નાશ કરનારી કહી છે, માટે હવે હું શું કરૂં ? આથી નિવૃત થવાનો એકે માર્ગ નથી, કર્મફળને ધીરજથી ભોગવવાં એજ ઉત્તમ છે. મ્હારી તે દુ-ર્બુદ્ધિને ધિક્કાર છે કે જેથી હું મોક્ષના સાધનથી અયોગ્ય અવસ્થાને પ્રાપ્ત થઈ; હવે મ્હારે એવી રીતે વર્તવું જોઇએ કે જેથી હવે પછી એવાં દુઃખો ન ભોગવવાં પડે.

આવી રીતે અનેક પ્રકારે આત્મનિંદા કરતી કાળ વ્યતીત કરે છે. જ્યારે ત્રણ યા ચાર દિવસમાં વિકાર બંધ થઈ જાય ત્યારે અથવા જે દિવસથી શરૂ થયું હોય તે દિવસથી ચોથા દિવસે (અર્ધ રાત્રિએ શરૂ થયું હોય તો બીજા દિવસથી ગણવું) સ્નાન કરી, શુદ્ધ થઇ સર્વ ગૃહકાર્ય અને જોઇતા શૃંગારાદિ કરવાં અને પાંચમે દિવસે સ્નાન કરી સ્વચ્છ વસ્ત્ર પહેરી, શુદ્ધ દ્રવ્ય લઇ મંદિરમાં જવું અને અષ્ટદ્રવ્યથી અથવા એક દ્રવ્યથી ભગવાનની પૂજા વગેરે કરી શાસ્ત્રશ્રવણ વિગેરે ધર્મકાર્યમાં પ્રવર્તવું જોઇએ. શાસ્ત્રમાં આજ દિવસથી રસોઇ કરવા તથા રસોડામાં જવા યોગ્ય થાય છે એમ કહ્યું છે. જે સ્ત્રી આ પ્રમાણે નિયમપૂર્વક પવિત્ર થયા બાદ ખાનપાનાદિ ભોગોપભોગ સામગ્રીમાં પ્રવર્તે છે તેના **પ્રથમ દિવસના ગર્ભથી** ધર્માત્મા, ભાગ્યવાન, રૂપવાન, સુલક્ષણી; **બીજા દિવસના ગર્ભથી** રાજા, મહારાજા, મંડલેશ્વર પદ યોગ્ય; **ત્રીજા દિવસના ગર્ભથી** મહામંડલેશ્વર, ચક્રવર્તી અને કદાચિત્ પૂર્ણ પુન્યોદયથી **ચોથાદિવસે ગર્ભ રહે તો તીર્થંકર ચરમશરીરી સંતાન પણ થઈ શકે છે.**

પરંતુ એમ થાય કેમ? કારણકે **હાલની જૈનસમાજ** દિનપ્રતિદિન **ધર્મમાર્ગમાં શિથિલ** અને પાપમાર્ગમાં રક્ત થઈ રહી છે—શુદ્ધાચરણ છોડી ભ્રષ્ટ થઇ રહી છે–અજ્ઞાન અંધકારમાં લીન થઇ રહી છે.

આજ કારણે જૈન સમાજ દિનપ્રતિદીન નિકૃષ્ટ, દરિદ્રી, પુરૂષાર્થ વિનાની તથા નિરૂદ્યમી થતી જાય છે; એનું બીજું કારણ એ પણ છે કે પોતે કાંઈ સ્હમજતા નથી અને બીજાનું સાંભળતા

નથી. કદાપિ કોઇ ધર્માત્મા ઉપકારવૃત્તિએ ઉપદેશ આપે, તો ચિત્ત દઇ સાંભળવાને બદલે તેમના ઉપદેશને ઠઠ્ઠા-મશ્કરીમાં ઉડાવી દે છે. તેમાં કેટલાક તો એવા હોય છે કે ઉપદેશકના આગમાનુસાર હિતકારી ઉપદેશને પોતાની નિંદા સ્હમજે છે; કેમકે શાસ્ત્રમાં જ્યાં ત્યાં પાપને ત્યાગવાનો ઉપદેશ છે તે તો પોતે ત્યાગતા નથી અને ઉપદેશકની નિંદા કરે છે કે, 'એમને શું લાગેવળગે છે, કાંઇ કામ ધંધો નથી એટલે બેઠા બેઠા બીજાઓની નિંદા કર્યા કરે છે' વિગેરે. આમ કહેવાનું પણ કારણ એ છે કે પોતે વિદ્યા ભણતા નથી, વિદ્વાનોનો સંગ કરતા નથી, સ્વાધ્યાય કરતા નથી, શાસ્ત્રશ્રવણ કરતા નથી એટલે ધર્મ-અધર્મ, સારૂં-ખોટું, ન્યાય-અન્યાય, ભક્ષ્ય-અભક્ષ્ય, કર્તવ્ય-અકર્તવ્યનું સ્વરૂપ કેવી રીતે જાણી શકે? આથી અનાચારો ફેલાઈ સમાજ હમેશાં ડૂબતી જાય છે.

**સાંપ્રત સમય**માં સુમાર્ગરક્ષક રાજા છે નહીં કે જે કુમાર્ગીઓને દંડ દઇ સુમાર્ગપર લાવે. રહ્યા માત્ર શ્રીમંત લોક, તેમાં પણ સેંકડે બે ચાર છોડી બાકીના બધાજ અજ્ઞાનતાથી **લક્ષ્મીદાસ** બની અહંકારમાં મગ્ન, ધર્મથી વિમુખ થઇ નિંદાપાત્ર થઈ રહ્યા છે. હે જૈન બંધુઓ અને બ્હેનો! ત્હમે કોઇને ભરોસે ન રહો, પરંતુ **ત્હેમને પાર ઉતારનાર શ્રી સદ્ગુરૂનો ઉપદેશ આગમજ છે** એમ સ્હમજી વિદ્યા ભણો, સ્વાધ્યાય કરો, ધર્મને ઓળખી હૃદયમાં ધારણ કરી કર્તવ્ય કરો, અકર્તવ્ય છાડો, પુન્ય કરો અને પાપથી ડરો કે જેથી ત્હમારૂં ભલું થાય.



# प्रकरण पांचमुं.



## मिथ्यात्व निषेध.

कुगुरु, कुदेव, कुधर्म अरु, अग्रहीत मिथ्यात ।
सेवन कर जगजन दुखी, भोगें तीव्र असात ॥

પ્રિય ધર્મોત્સાહી ભાઈઓ અને બ્હેનો! જરા વિચાર તો કરો કે, અનાદિ કાળથી જીવ પુદ્‌ગલ આદિ **ષટદ્રવ્ય** અને જીવ, અજીવ, આશ્રવ આદિ **સાત તત્વોના** સ્વરૂપનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કર્યું નહીં તથા શ્રદ્ધા કરી આચરણમાં મુકયા નહીં અને કદિ વિચાર પણ ન કર્યો કે હું કોણ છું? કયાંથી આવ્યો? આ કુટુંબીઓનો સંબંધ થવાનું કારણ શું? આ જન્મ પછી મ્હારે કયાં જવું પડશે? મારી સાથે અહીંનો વૈભવ આવશે કે નહીં? રાત્રિ દિવસ હું જે પાપકર્મ કરી રહ્યો છું તેનું શું મળશે? વગેરે લૌકિક અને પારલૌકિક વાતોનો પણ વિચાર કર્યો નહિ કે જેથી અજ્ઞાનતામાં આંધળા મનુષ્ય માફક જેમ તેમ ચાલી દુઃખી થઈ રહ્યાં છે, પરંતુ જ્ઞાનશ્રદ્ધા પણ થાય કયાંથી? કદિપણ સુગુરૂ, સુદેવ, સુધર્મનો સમાગમ કર્યો હોય યા એમનો ઉપદેશ સાંભળ્યો હોય ત્યારેજ સારી રીતે માલુમ પડે કે સર્વ જીવ એકલા, અનાદિ કાળથી આ શરીરના રાગી થઈ, તેના રક્ષણ તથા ભરણપોષણ નિમિત્તે અનેક પ્રકારનાં પાપકર્મ કરી દેવ, મનુષ્ય, તિર્યંચ, નર્કયોનિમાં ભ્રમણ કરી પોતપોતાના શુભ-અશુભ કર્માનુ-

સાર સુખદુઃખ ભોગવે છે. કોઈ દેવતા કર્મની ગતિને રોકી શકતા નથી, પરંતુ આ જીવજ પોતાનું ભલું બુરૂં કરવાને સમર્થ છે; એવું સ્હમજી જે જ્ઞાની પુરૂષ તથા સ્ત્રી મિથ્યા કલ્પનાઓને છોડી અન્યાય અને અભક્ષ્યથી વિમુખ થઇ ગૃહસ્થના ધાર્મિક ષટ્કર્મોમાં યથાશક્તિ પ્રવર્તે છે તેઓજ પુન્ય ઉપાર્જન કરી સુખી થાય છે. આ વિરૂદ્ધ જે સ્ત્રી–પુરૂષ શ્રાવકકુળ, ઉત્તમ જૈનધર્મ, સત્ય ઉપદેશનો સમાગમ મળતા પોતાનું હિત વીસરી જઇ બીજાઓના બહેકાવાથી અધર્મથી પ્રવર્તે છે તેઓ સદા દુઃખી રહે છે. આનું મુખ્ય કારણ અવિદ્યાજ જણાય છે.

સ્ત્રીઓ વિદ્યાહીન હોવાથી વિચાર કર્યા સિવાય કુદેવ જે પીતર, શીતળા, દેવી, દુર્ગા, ભવાની, દુલ્હાદેવ, પીર, સૈયદ, યક્ષ, મુસલમાનોની કબર વગેરેને પૂજે છે અને પ્રસાદ ચઢાવે છે; કુધર્મ સેવન કરી વડ, પીપળો, આંબલી, કેળા, આદિ વૃક્ષોને પાણી નાંખી, ફેરા ફરી, મુડદાનો આકાર બનાવી પૂજે છે અને તે એટલે સુધી કે, ઉકરડા જે મળમૂત્ર અને કચરાના ઢગલાથી અપવિત્ર હોય છે તેને પણ બહુ ભક્તિથી પૂજે છે એ કેવી મૂર્ખતા? ભીંત ઉપર છાણથી લીંપી આરતી ઉતારે છે, પુત્ર પ્રાપ્તિ માટે ઘરમાં હળદરથી અહોઈ ( ! ) નો આકાર બનાવી પૂજે છે.

ચોથે–સૂર્યચંદ્રને અર્ધ આપી વાર્તા કહે છે, સાંભળે છે, લક્ષ્મીપૂજન કરે છે, એકાદશી તથા ચૌદશને દિવસે દેવઉઠાવની કરે છે, પૂનમે ગંગા–યમુનામાં ન્હાય છે, સૂર્ય ચંદ્રમાના ગ્રહણમાં ભંગી, બ્રાહ્મણને દાન કરે છે, સક્રાંત, વ્યતિપાત માને છે અને ગણપતિ પૂજે છે, મહાદેવને પાણી ચઢાવે છે, શિવરાત્રિએ વ્રત

કરે છે; નદી, તલાવ વગેરેને પૂજે છે, દ્વાદશી, જન્માષ્ટમી, ગોગાનવમી, વરસાદ, દશેરાને માને છે વગેરે અનેક કુધર્મ અને પીર, પેગંબર, ફકીર, જોગી, ત્રિદંડી, નખીબાવા, બ્રહ્મચારી, હંસ, પરમહંસ રામસ્નેહી, દાદૂપંથી, કબીરપંથી વગેરે અનેક વેષધારી, માયાચારી, કનકકામિનીના અભિલાષી, જગતવંચક, મનુષ્યો તથા શાસ્ત્રોના રોકવા છતાં પણ તેમને માનતી, પૂજતી, સંતાનની ઇચ્છા કરતી પોતાના સત્યધર્મને તિલાંજલી આપતી કુળને કલંકિત કરતી અને અનેક પ્રકારના પાપનો બંધ કરે છે, તેઓએ જાણવું જોઇએ કે, **સંસારમાં સર્વ જીવો પોત-પોતાના કર્મોનાં ફળ ભોગવે છે.** ઇન્દ્ર, ધરણેન્દ્ર, જિનેન્દ્ર, આદિ કોઇપિણ દેવ, દેવી કર્મને મટાડવાને સમર્થ નથી તથાપિ એટલું અવશ્ય છે કે **વીતરાગી દેવ, ગુરૂ અને ધર્મના દર્શન** કરવા, માનવા તથા પૂજવાથી **ચિત્ત નિર્મળ** થઇ, રાગદ્વેષ ઘટાડી પુન્યની સાથે સુખની પ્રાપ્તિ થાય છે તેવીજ રીતે રાગી, દ્વેષી દેવ, ગુરૂ અને ધર્મના સમાગમથી કષાય વધી પાપનો બંધ થઇ દુઃખની પ્રાપ્તિ થાય છે. આ સિવાય જે લોક કુદેવાદિપર **અંધશ્રદ્ધા** રાખે છે, તેમને ઘેર આવી તેઓ અનેક જાતના ઢોંગ કરે છે જેવા કે પીતર થાય છે, કદિ સૈયદ બની બેસે છે, કદિ ભૂત, પિશાચનો વેષ બનાવી અનેક જાતના તમાશા હમેશાં કર્યા કરે છે અને પૂજા-અર્ચામાં જરાપણ ભૂલ થઇ કે ખૂબ સતાવે છે. જે સ્ત્રી-પુરૂષ અજ્ઞાનતાથી **જૈન જેવી ઉત્તમ જાતિમાં,** શ્રાવક જેવા ઉત્તમ કુળમાં જન્મ લઇ પંચપરમેષ્ટી સમાન વીતરાગ, પરમદયાળુ, જગતારક, ક્ષુધા, તૃષા, જન્મ, જરા, મરણ આદિ અઢાર દોષ રહિત સર્વજ્ઞ, વીતરાગ દેવ સંપૂર્ણ પરિગ્રહ ત્યાગી, આત્માનુરાગી,

પરોપકારી, વિષય-ભોગની વાંચ્છા રહિત, પરમ નિર્ગ્રંથ ગુરૂ, પરમ મૈત્રીભાવ કરવાવાળા, અજ્ઞાન અંધકાર વિનાશક, જગત્ પ્રકાશક, સર્વોત્કૃષ્ટ, દયાધર્મના રાગી, વીતરાગ **સર્વજ્ઞ ભગવાનના ભાખેલા દયામયી ધર્મને** પામ્યા છતાં પણ તેને છોડી બીજા કુદેવ, કુગુરૂ, કુધર્મને વંદે છે, પૂજે છે; તેઓ **ચિંતામણી રત્નના બદલે કાચના કકડાને ગ્રહણ કરે છે,** એજ બહુ આશ્ચર્ય છે. જેઓને પોતાના ધર્મનો અને કુળનો વિચાર નથી. તેઓ બીજા કોઇને અન્ય દેવને પૂજતાં જોયું કે તેને પૂજવા મંડી જાય છે; તેઓએ વિચારવું જોઇએ કે જૈનધર્મના અભિપ્રાયો અને અન્યધર્મોના અભિપ્રાયોમાં કેટલો મોટો અંતર છે ? કયાં જૈનધર્મ મોક્ષનો સાધક અને કયાં અન્યધર્મ* સત્યમોક્ષના બાધક અને *સંસારના સાધક ? આ જીવ પૂર્ણ વીતરાગતા સિવાય કદાપિ નિષ્કર્મ યાને મુક્ત થઇ શકતો નથી અને તે **વીતરાગતા પ્રાપ્ત કરવાનું સાધન** તે એક આ **જૈનધર્મજ** જગતમાં દૃષ્ટિગોચર થાય છે, કે જેમાં વીતરાગતા અખૂટ ભરવામાં આવી છે. **કવી ભૂધરદાસજીએ** 'જૈનશતક'માં સ્પષ્ટ કહ્યું છે કે—

**कवित्त.**

**कैसे कर केतकी कनेर, एक कहौ जाय,**
**आक दुध गाय दूध अंतर घनेर है ॥**

---

*જીવ જ્યાં સુધી શુભ અશુભ કર્મ કરે છે ત્યાં સુધી તે જન્મ મરણના ફેરા ફરે છે એને સંસાર કહે છે; જ્યારે આ જીવ કર્મરહિત થઇ શુદ્ધ અવસ્થાને પ્રાપ્ત થાય છે ત્યારે મુક્ત કહેવાય છે. અન્યમતોમાં બહુધા સ્વર્ગનેજ મોક્ષ માન્યું છે એટલે સાચું મોક્ષ અને એના કારણોથી પણ અજાણ્યા છે.

पीरी होत रीरी पै न रीस करे कंचनकी,
कहां काक वाणी कहां कोयलकी टेर है ॥
कहां भानु तेज भारो कहां आगिया विचारो,
पूनोंको उजारो कहां मावस अंधेर है ॥
पक्ष छोर पारखी निहारनेक नीकेकर,
जैन बैन और बैन इतनोही फेर है ॥ १ ॥

બધાં શાસ્ત્રો એકમતે એમજ કહે છે કે, વિષ ખાવું, અગ્નિમાં પડવું, પાણીમાં ડૂબી મરવું વિગેરે અજ્ઞાનતાનાં કામો તો એકજ જન્મમાં દુઃખ આપનારાં નીવડે છે, પરંતુ આત્મસ્વરૂપના ભૂલાવનારા, અકર્તવ્ય કરાવનારા, જ્ઞાનશૂન્ય, જગતને ઠગનારા કુગુરૂ આદિનું પૂજન–વંદન તો ઉપર કહેલા મૂર્ખતાભરેલાં કાર્યો કરતાં પણ ચઢિયાતાં છે; કેમકે તે સંસારમા અનંત જન્મ, મરણ કરાવી અનેક પ્રકારનાં દુ.ખથી દુઃખી કરાવે છે. શ્રી ઉપદેશ-સિદ્ધાંતરત્નમાલા'માં કહ્યું છે કે—

सप्पो इक्कं मरणं, कुगुरु अणंता देई मरणाई ।
तो वर सप्पो गहियं, मा कुगुरु सेवणं भद्द ॥ १ ॥

અર્થ—સાપ કરડવાથી તો એકજ વાર મરણ થાય છે પરંતુ કુગુરૂના સેવનથી અનંત જન્મ-મરણ થાય છે; એટલા માટે હે ભદ્ર ! હે સજ્જન ! સાપને પકડવો તો સારો, પરંતુ કુગુરૂનું સેવન સર્વથા વર્જ્ય છે.

એવું સમજવા છતાંપણ જે સ્ત્રીઓ અજ્ઞાનતાથી પુત્ર, સંપત્તિ વગેરેની ઇચ્છાથી ઢોંગીઓને માને, પૂજે અને તેમના દ્વારા ઠગાઇ જાય છે તે વ્યભિચારિણી સમાન અનેકના બારણે ભટકી સત્યવ્રત ગુમાવે છે. જગત્માં ભોળા જીવો અનેક છે અને ત્હેમાં સ્ત્રીજાતિ સર્વથી વધારે ભોળી હોય છે, એટલે અનેક પ્રકારના ઢોંગોમાં ફસાઈ, પોતાના ધર્મને તજવા છતાં પણ હર્ષ માને છે એ કેવી મૂર્ખતા કહેવાય ? આગમમાં કહ્યું છે કે—

जह कुव्वेस्सारत्तो, मुसिज्जमाणोवि मस्मये हरिसं ।
तह मिच्छवेस मुहिया, गयं पिण मुणंति धम्म णिहं॥१॥

અર્થ—જેવી રીતે કોઇ વેશ્યાશક્ત પુરૂષ ધનાદિકને ગુમાવવા છતાં પણ હર્ષ માને છે તેવીજ રીતે મિથ્યાત્વ ભાવથી ઠગાયલો જીવ પોતાની ધર્મનિધિનો નાશ થવાનો પણ બિલ્કુલ વિચાર કરતો નથી.

જેવી રીતે વ્યભિચારિણી સ્ત્રી પોતાના પરમ સુંદર ગુણવાન પતિને છોડી, દુષ્ટ અને કુરૂપ પુરૂષનું સેવન કરી હર્ષ માને છે તેવીજ રીતે સન્માર્ગ તથા સુખદાતા પરમદયાળુ, સુગુરૂ, સુદેવ, સુધર્મને છોડી દગાખોર ઠગની સેવા કરે છે. જેવી રીતે વેશ્યાના પુત્રના બાપનુ ઠેકાણું નથી હોતું, તેવીજ રીતે કુગુરૂની પૂજા કરનારા પુરૂષ-સ્ત્રીની દશા છે. એવા મનુષ્યોને કોઈ પૂછે કે, ત્હમે ક્યા દેવ, ગુરૂ, ધર્મને માનો છો ? તો તેઓ સત્ય દેવ, ધર્મ અને ગુરૂના સ્વરૂપને બતલાવી શકતા નથી.

જે સ્ત્રી-પુરૂષ કદિપણ મંદિરમાં જઈ એકચિત્તે દર્શન કરતા નથી, શાસ્ત્ર સાંભળતા નથી અને વિદ્વાન પંડિતો દ્વારા તત્વોના

સ્વરૂપનો નિર્ણય કરી કર્તવ્ય-અકર્તવ્યને જાણતા નથી, તેમનો વિશ્વાસ એક જગ્યાએ કેવી રીતે રહે? તે આજે એકને માને-પૂજે, કાલે બીજાને ભેટ કરે, ત્રીજા દિવસે ત્રીજાને વંદવા તૈયાર થાય છે. જેવી રીતે સડેલું નારિયેળ અનેક ઘરમાં ચક્કર ખાતું ફરે છે તેવી રીતે તેમનું માથું પણ અનેક દેવ-દેવીઓ આગળ કૂટતું ફરે છે, એ વિષે ધર્મપરીક્ષામાં કહ્યું છે કે—

सर्वे देव नित नमें, सर्वे भिक्षुक गुरु माने ।
सर्वे शास्त्र नित पढें, धरम अधरम नहिं जाने ॥
सर्वे विरत नित करें, सर्वे तीरथ फीर आवें ।
परम ब्रह्मको छोड, अन्य मारगकों ध्यावें ॥
इसप्रकार जे नर रहें, इसी भांति शोभा लहें ।
आश्चर्य पुत्र वेश्या तनौं, कहौ बाप कासों कहें ॥ १ ॥

આવી રીતે જૈનશાસ્ત્રોની વાત સાંભળી અને તેઓની એવી કુપ્રવૃત્તિ તથા મિથ્યાવિશ્વાસ જોવાથીજ અન્ય મતાવલંબીઓ તેઓ ઉપર ખીજવાય છે, તેઓ ઉપર હસે છે અને તેઓ તરફ કટાક્ષ નજરે જોઇ કહે છે કે જુઓ, જૈની લોક અન્ય દેવ-દેવીઓની નિંદા કરતા છતાં પણ પૂજે છે-માને છે તેથી તેઓ કેવા મૂર્ખ, નિર્લજ્જ, અને જુઠા છે! તેઓનાં આવાં વચન સાંભળવાં છતાં પણ જૈનીઓને શરમ આવતી નથી અને પોતાના આચરણને સુધારતા પણ નથી.

કેટલાક ઘરમાં સ્ત્રીઓનું ચલણ એટલું હોય છે કે ત્હેની સ્હામે પુરૂષનું કાંઇપણ ચાલતું નથી. જૈનીઓની આવી દુર્દશા

જોઇને લોકો એક કહેવત કહે છે, કે, 'જૈની અંધે, હિન્દુ કાને, મુસલ્માન સુઝાખે' જેનો અર્થ પણ હાલનો જમાનો જોતાં ઠીક છે. જૈની આંધળા એવી રીતે છે કે, પોતાનાં શાસ્ત્રો દ્વારા સુદેવ-કુદેવ, સુગુરૂ-કુગુરૂ, સુધર્મ-કુધર્મનું સ્વરૂપ સાંભળવા-સ્હમજવા છતાંપણ ખોટા માર્ગપર ચાલે છે. હિન્દુ કાણા એમ છે કે, વગર સ્હમજે જે તે દેવને માને-પૂજે છે, માત્ર જૈનધર્મથીજ દૂર ન્હાસે છે. જૈનશાસ્ત્રમાં લખેલા ઋષભાવતારની પણ નિંદા કરતાં કહે છે, "हस्तिना पीड्यमानोऽपि, न गच्छेज्जैनमन्दिरम्" હાથીના નીચે પડીને મરી જવું ઉત્તમ છે, પરંતુ જૈનમંદિરમાં જવું ઇષ્ટ નથી. જેનો ભાવાર્થ એવો છે કે, જો લોકો જૈન મંદિરમાં જઇ હરેક વાતને સંપૂર્ણ વિચારથી સ્હમજશે તો પછી તેઓની પોલ ખુલ્લી થઇ જશે અને જુઠી વાતોપર લોકો વિશ્વાસ કરશે નહિ. મુસલમાન સુઝાખે એમ છે કે, પોતાના ઇષ્ટ ખુદા સિવાય બીજાને માનવા-પૂજવાનો સ્વપ્નમાં પણ વિચાર કરતા નથી. તેઓ ચોખ્ખું કહે છે કે, 'જ્હેના ઇમાનમાં ફર્ક છે ત્હેના બાપમાં ફર્ક છે.'

આ ઉપરની લોકવાણીથી સ્પષ્ટ માલૂમ પડે છે કે, જૈન લોકો હાથમાં દીવો લઇ કૂવામાં પડે છે. ઘણુંખરા ઘરમાં સ્ત્રીઓની એવી રીત જોવામાં આવે છે કે જ્યારે કોઇના માથામાં કાંઇ દરદ થાય છે, આંખો દુખવા આવે અગર તાવ ચઢે તો દવા કરવી છોડી દઇ મૂર્ખ અને ઢોંગી સ્ત્રીઓની શીખવણીથી ભમી જઇ ભૂવા, જોશી, ફકિર, સાધુ, જતી વગેરેને ઘેર પહોંચે છે અને ગભરાઇને હાથ જોડી અનેક પ્રકારની વિનંતી કરી પોતાનું દુઃખ

સંભળાવે છે; એટલે તે લોકો આને ભ્રમણામાં ભૂલેલી સ્હમજી કહે છે કે, તમારા પિતરનું **નડતર** છે! ત્હમે અમુક દેવીની માનતામાં ભૂલ કરી છે! અમુકે તમારા ઉપર ભૂત-પિશાચ યા ડાકણુ મોકલી છે! અમુકે ત્હમારા ઉપર ચોકી મુકી છે અથવા શનીશ્ચરનો કોપ છે! વિગેરે વાતો કહી વધારે **ભમાવે** છે! આવી રીતે તે મૂર્ખાઓનાં વચન સાંભળી ભોળી સ્ત્રીઓ અનેક પ્રકારના પાખંડ કરવા તૈયાર થાય છે, અને **શીતળાને** માને છે, દેવી-**દુર્ગાની** બાધા રાખે છે, ભવાનીની માનતા માનતી, રાત્રે જાગરણુ કરાવતી, ભગતોને નચાવતી, ભેરવને તેલ સિંદૂર ચઢાવતી, મહાદેવ ઉપર પાણી સીંચતી, ફકીર-જતીને માલ ખવડાવતી, બદમાશોને મલીદા આપતી, એક જીવ માટે અનેક જીવોની હિંસા કરતી, મુસલમાનોની કબરોને પૂજતી, તાબુતને રેવડી ચઢાવતી, ગંડા-તાવીજ બંધાવતી, ભભૂત ખાતી વિગેરે **અનેક નિન્દ્ય ક્રિયા કરે છે**, કે જ્હેના સાંભળવા માત્રથીજ કંપારી છૂટે છે અને **આવી દુર્દશા જૈન જાતિની જોઇ શરમાવું પડે છે**; પરંતુ એટલું થવા છતાં પણુ લેશમાત્ર સુખી થતા નથી, પણુ ભ્રમજાળમાં પડી વધારે દુઃખી થાય છે. અને સ્હેજ પણુ વિચારશક્તિનો ઉપયોગ કરે તો તુરતજ જણાઇ આવે કે આ તુચ્છ દેવ-ગુરૂ જ્યારે પોતેજ દુઃખી છે તો બીજા ઉપર ઉપકાર કરી તેઓને સુખી કેવી રીતે કરી શકે? જે રોગી પોતાનો રોગ મટાડી શકે નહિ તે બીજાને નિરોગી કેવી રીતે કરી શકે? આ ઉપર એક કહેવત પ્રસિદ્ધ છે કે-

**देवी, दुरगा सेढ़ शीतला, सब मिल हरिपै आय।**
**हरिजी! सब तौ तुमको पूजें, अब हम कैसे खाँय॥**

तब हरिजी झट यों उठ बोले, भूमंडलमें जाओ।
जिस घर हमरो नाम नहीं है, उसको लूटो खाओ॥१॥

આથી સાફ જણાઇ આવે છે કે આમાં ભક્ષકો સિવાય રક્ષક તો કોઇ દેખાતુંજ નથી; તો પાપ કરી સુખ ઇચ્છવું એ કેવું આશ્ચર્ય? સંસારમાં એક જૈનધર્મજ આ જીવનો રાગ દ્વેષ ઘટાડી સુખી કરે છે.

અહીં કોઇ ભોળી, જૈનધર્મથી વિમુખ, મિથ્યાત્વમાં ડૂબેલી સ્ત્રી કહેશે કે 'અમે તો બાલબચ્ચાંવાળા છીએ અને ગૃહસ્થપણામાં ઘણી જંજાળ થઈ રહે છે એટલે અમારે તો સર્વ કરવું પડે છે. કદાચ ન કરીએ, તો ગૃહસ્થાશ્રમ કેમ ચાલે? અમે ત્યાગી તો છીએ નહીં કે સર્વ ત્યાગીને બેસી જઇએ. ઘર બાલબચ્ચાંઓનું છે એટલે શીતળાને ન પૂજીએ તો બાળકોની રક્ષા કોણ કરે?"

જો દેવ-દેવીઓની પૂજા માનતાથીજ પુત્ર, પુત્રાદિ થાય અને જીવે તો જે લોકો તેના સેવક બની પૂજા, માનતા કરે છે, તેમને લાખો ઉપાય કરવા છતાં પણ સંતાન કેમ થતાં નથી? અથવા પૂજા કરવા છતાં પણ સંતાન કેમ મરી જાય છે? જહેનો આખો જન્મજ શીતળાની પૂજા કરતાં કરતાં વીતી ગયો ત્હેના બાળકો બહુધા શીતળાના રોગથીજ મરી જાય છે. જો ત્હેનામાં રક્ષણ કરવાની શક્તિ હતી તો તે બાળકની રક્ષા કેમ કરી નહીં! આ વિરૂદ્ધ મુસલમાન, ક્રિશ્ચિયન, નાસ્તિક વિગેરે કે જેઓ કોઇને પણ માનતા નથી તેમને સંતાનો થાય છે અને પૂજા-માનતા માન્યા સિવાયજ કુશળ રહે છે. આથી એ નિશ્ચય થાય છે કે, જો કાંઈ

**થાય છે તે સર્વ પોતાના શુભ અશુભ કર્માનુસાર બને છે. સંસારમાં કોઈપણ કોઈનું ભલું-બુરૂં કરી શકતું નથી.** બીજાં કારણ તો નિમિત્ત માત્ર છે અને તે એટલે સુધી કે, દેવ, દાનવ, મનુષ્ય, દેવી, ગણેશ, શીતળા, પીર, પેગમ્બર અને નારાયણ, પ્રતિનારાયણ, ચક્રવર્તિ, કામદેવ, તીર્થંકર **સર્વ કર્માધીન છે.** પ્રાકૃત **પિઙ્ગલસૂત્ર** પરિચ્છેદ ૧૮૨માં કહ્યું છે કે-

**पाण्डउ वंसहि जन्म करीजे, संपअ अज्जिम धम्मक दीजे ।**

**साउजु हिट्टिर संकट पाआ, देविक लखिअ केण मिटाआ ॥**

**અર્થ**—પાંડવ વંશમાં જન્મ લેનાર, ઉત્તમ સંપદા અને ધર્મને ધારણ કરનાર યુધિષ્ઠિર સરખા મહારાજને પણ સંકટો ભોગવવાં પડયાં, તો કહો કે ભાગ્યને કોણ ફેરવી શકે છે ? સ્વામિ કાર્તિકેયાનુપ્રેક્ષામાં ૨૫૯ કહ્યું છે કે—

**आउक्खयेण मरणं, आउदाऊण सक्कदे कोवि ।**

**तह्मा देविन्दोविय, मरणाउ ण सक्खदे कोवि ॥ १ ॥**

**અર્થ**—આયુકર્મ ખપી જતાં મરણ થાય છે અને આયુકર્મ આપવાને કોઈ સમર્થ નથી. એટલા માટે દેવોના સ્વામી ઇન્દ્ર પણ કોઇને મૃત્યુથી બચાવી શકયા નથી. હજુ પણ જુઓ ! **ભગવાન આદિનાથ બ્રહ્મા,** પ્રથમ તીર્થંકર, કર્મભૂમિના પ્રવર્તક **ભરત ચક્રવર્તિના પિતા** અને ઇન્દ્રદાદિ **દેવો તરીકે** પૂજ્ય હતા; તેઓ પણ અંતરાયકર્મના પ્રબળ ઉદયથી **છ મહિના સુધી નિરાહાર** વિહાર કરતા રહ્યા. પરમ પુરૂષોત્તમ

રામચંદ્રજીને વનવાસ અને સીતાનો વિયોગ થયો. આ પ્રમાણે નવમા નારાયણ શ્રીકૃષ્ણને, ત્હેમની ઉત્પત્તિ સમયે કોઈ હાલરડાં ગાનાર ન મળ્યું તથા મૃત્યુ વખતે કોઈ રડનાર પણ મળ્યું નહોતું.

ઉપરનાં સર્વ દૃષ્ટાંતોથી દરેક સ્ત્રી–પુરૂષ જાણી શકે છે કે, જેવી રીતે જીવ સારાં ખોટાં કર્મ કરે છે તે પ્રમાણે ત્હેને તે કર્મનાં ફળ પણ લાચારીથી ભોગવવાં પડે છે. આવું સ્હમજવા છતાં પણ જે સ્ત્રીઓ હઠથી યથાર્થ ઉપાય કરતી નથી તેઓ દીવો લઇ કૂવામાં પડે છે. જુઓ, કેવી મૂર્ખતાની વાત છે કે કદાપિ કોઈ બાળકને **શીતળા માતાનો રોગ** થઇ જાય તો ત્હેની યોગ્ય દવાદારૂ ન કરતાં માતાજીના ગુણ ગાવા મંડી પડે છે, પૂજન કરે છે. જ્હેને માતા તરીકે પૂજે છે તે મૂર્તિમાં આકાર નથી હોતો, પરંતુ છોકરાંઓએ પાંચ દશ પત્થર મૂકી દીધા એટલે સ્ત્રીઓએ માનવા–પૂજવાનું શરૂ કરી દીધું. કોઈ તેમને પૂછે કે, ત્હમારા બાળકને શું થઈ ગયું છે ? તો કહેશે કે, "માતાની મહેરબાની થઇ છે !" ભલા, માતાની કૃપાથી તો બાળક રોગી અને આખું ઘર દુઃખી થઈ રહ્યું છે અગર કદાચ નારાજ થાય તો શું દશા ? બલિહારી આ અજ્ઞાનતા અને મૂર્ખતા ભરેલી ચાલ ઉપર ! અહીં અવસરાનુસાર માતાના રોગની ઉત્પતિનું કારણ તથા ઇલાજ જણાવવામાં આવે છે.

## शीतळा थवानुं कारण अने तेनो इलाज.

એટલું અવશ્ય જાણવું કે, માતા (મા) ના પેટની ગર્મી; જે નવ મહીના સુધી બહાર ન નીકળતાં માતાના પેટમાંજ રહી

જાય છે, તેનો થોડો યા અધિક અંશ તે ગર્ભથી ઉત્પન્ન થએલા બાળકના શરીરમાં અવશ્ય રહી જાય છે, અને તેજ વિકાર, ગર્ભના ખાનપાન તથા ઋતુના બાહ્ય કારણથી બાળકના શરીરમાં ફૂટી, ફોલ્લાદ્વારા બહાર નીકળે છે, જ્હેને લોકો માતા યા શીતળાની બીમારી કહે છે. આ કેવળ શારીરિક વિકાર છે પણ કોઇ દેવ-દેવીનો કોપ નથી. એનો **સર્વોત્તમ ઈલાજ** એ છે કે બાળકને ન્હાનપણમાંજ **રસી** મૂકાવવી, જેથી ત્હેનો કેટલોક વિકાર નીકળી જાય અને કેટલોક અંદર સમાઇ જાય. કેટલીક વખત રસી મુકનાર તથા ત્હેનો સામાન ઠીક ન હોવાથી ત્હેનો બરાબર ફાયદો થતો નથી અને થોડાઘણા માતા નીકળે છે યાને બે-ત્રણ દિવસ સાધારણ તાવ આવી, પહેલાં માથામાં અને પછી શરીરપર ફોલ્લા નજરે પડે છે. જયારે આવી રીતે માતા નીકળવાનું જણાય, તો કઢાઇ ન ચઢાવવી, રજસ્વલા સ્ત્રીનો પડછાયો બચાવવો (બાળકની માતા રજસ્વલા હોય તો હરકત નહીં,) સર્દીવાળી ચીજો વધારે ન ખવડાવવી અને તરવાળો પદાર્થ ખવાડવો તથા સફાઇ રાખવી. કદાચિત્ રોગનું જોર વધારે માલૂમ પડે તો ચતુર વૈદ્ય પાસે ઇલાજ કરાવવો જે સ્ત્રીઓ યોગ્ય ઉપાય ન કરતાં કેવળ માતાના ગીત ગાઈ, રોગ શાંત કરવા ઇચ્છે છે તેઓ જાણી બુઝીને **પોતાના બાળકને પોતેજ ફાંસીપર ચઢાવે છે,** તે છતાંપણ ગજબની વાત તો એ છે કે, જૈનજાતિની સ્ત્રીઓ પ્રમાદવશ મંદિરમાં દર્શન કરવા માટે નામનીજ જાય છે. કેટલીક જે દર્શનજ કરતી નથી તેઓને મંદીરમાં જવાના નામથીજ તાવ ચઢે છે ! નમસ્કારમંત્રનો જાપ ફેરવવા માટે માળા હાથમાં લેવી તે સર્પ પકડ વા સમાન સ્હમજે છે.

ઘણીજ થોડી સ્ત્રીઓ એવી હશે કે જહેમને દર્શન કરી જમવાનો નિયમ હોય. આવી મૂર્ખ સ્ત્રીઓના બાળકને જ્યારે માતા 'શીતળા' નીકળે છે ત્યારે તેઓ દેવીનો કોપ થવાના ભયથી જિનેન્દ્રદેવના દર્શન કરવા બિલકુલ છોડી દે છે. કહેવત છે કે, **'વિનાશ કાળે** વિપરીત બુદ્ધિ' અર્થાત્ જયારે ખરાબ થવા આવે છે ત્યારે બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાય છે, કદાચ તેજ ભોળી સ્ત્રીઓ મંદિરમાં જઈ જ્ઞાનપૂર્વક ધર્મોપદેશ સાંભળે અથવા પોતે સ્વાધ્યાય કરે તો કર્તવ્ય અકર્તવ્ય તથા સાચા જુઠાનું જ્ઞાન થઇ ઢોંગમાં પડે નહિ,અને કુદેવ-કુગુરૂઓથી બચી ધર્મધ્યાનપૂર્વક યોગ્ય ઉપાય કરે. અહીં કોઈ પ્રશ્ન કરે કે, જ્યારે દેવી, દેવતા, સાધુ, ફકિર આદિ કાંઇ ભલું-બુરૂં કરી શકતા નથી, જે થાય છે તે પોતાના શુભાશુભ કર્માનુસાર થાય છે ત્યારે જ્યાં ત્યાં કુગુરૂ, કુદેવ, કુધર્મને માનવા-પૂજવાનો નિષેધ અને સુગુરૂ, સુદેવ, સુધર્મને માનવાની પ્રેરણા કેમ કરી છે? આનો ઉત્તર એજ છે કે, કુગુરૂ, કુદેવ, કુધર્મની પૂજા-વંદનાથી વિષય કષાય વધી પરિણામ કલુષિત થવાથી પાપ (અશુભ) કર્મનો બંધ થાય છે, જે દુઃખનું કારણ છે અને સુગુરૂ, સુદેવ, સુધર્મની પૂજા-વંદનાથી વિષય-કષાય ઘટી પરિણામ નિર્મળ થઇ પુન્યકર્મનો બંધ થાય છે, કે જેના ઉદયથી સર્વ ઇષ્ટ સામગ્રી પ્રાપ્ત થાય છે.

બહુધા મિથ્યા સંસ્કારોના કારણેજ બાળક અજ્ઞાની, મિથ્યાત્વી, કુબુદ્ધિવાળું અને અનાચારી થાય છે. જે સ્ત્રીઓ નીચ, વ્યભિચારી, જગતને ઠગનારાના ફંદામાં પડે છે તેઓ અવસ્ય પોતાનું શીલવ્રત, ધર્મ અને શ્રદ્ધારૂપી ધન ગુમાવી બેસે છે. આજકાલ પ્રાયઃ સાધુ, ફકીર, જતી, બાવા, જોગી, સન્યાસી, આદિ આજ અવગુણોથી

વિભૂષિત થયેલા માલૂમ પડે છે, શીલવતી સ્ત્રીઓએ કદિ સ્વપ્નમાં પણ આ લોક પાસે જવું ન જોઇએ. જે પુરૂષ અજ્ઞાનતાથી પોતાની સ્ત્રીને સંતાન અને સંપત્તિના લોભથી આવા પાખંડીઓની પાસે જવા દેછે તેઓ જાણીબુઝી પોતાની સ્ત્રીઓને ભ્રષ્ટ કરી ડુબાવે છે, કેમકે એ લોકો ધર્માત્મા જેવા નામ ધરાવી, ઇન્દ્રિયો અને મનને વશ કરવાને બદલે માલ-મલીદા ઉડાવી પુષ્ટ થાય છે અને ઘણું કરી આ બ્હાનાથીજ વ્યભિચાર સેવન કરવાની તજવીજ કરે છે. **ધાર્મિક સ્ત્રીઓ પાસે આવા ધૂર્તોનું કંઈ ચાલતું નથી.** ત્હેમના સંતાન ધર્મના પ્રભાવથીજ ઉત્તમ, પુન્યવાન, સુશીલ અને વિદ્વાન થાય છે. પ્રથમ તો ત્હેમના બાળકને કોઇ જાતના રોગ નથી થતા. કદાચિત્ પૂર્વ પાપના ઉદયથી કાંઇ રોગ થાય તો માતાના કરેલા ધર્મના પ્રભાવથી યા અચળ **શ્રદ્ધા**ના પ્રતાપથી શાંત થઇ જાય છે. એમાં કંઇપણ આશ્ચર્ય નથી, કારણકે **ધર્મનો પ્રભાવ અચિન્ત્ય** છે ધર્માત્માના પડછાયા માત્રથીજ બીજાઓના વિઘ્ન-દુઃખ રોગ-શોકાદિ દૂર થઇ જાય છે ત્યારે પોતાનાજ દૂર થાય તેમાં શું આશ્ચર્ય ? શ્રી**પદ્મપુરાણ** ગ્રંથમાં પરમ શીલવંતી **શ્રીવિશલ્યાની કથા** લખી છે કે, તેના પૂર્વ જન્મના શીલ, જપ, તપના પ્રભાવથી એવો **અતિશય** ઉત્પન્ન થયો કે જહેના સ્નાન કરવાના પાણીના સ્પર્શ માત્રથીજ દેશમાં ફેલાયલો મરકીનો રોગ શાંત થઇ ગયો અને લક્ષ્મણની અમોઘ શક્તિ તથા સેનામાં ઘાયલ થયેલાઓની પીડા દૂર થઈ ગઇ. આ સર્વ દૃઢ **સમ્યગ્દર્શનનોજ પ્રભાવ છે**. અહો, જે શ્રદ્ધાના પ્રભાવથી મોક્ષ જેવી અક્ષય સંપદા પ્રાપ્ત થઈ જાય છે તો શારીરિક રોગ માટે તેમાં શું આશ્ચર્ય ?

આ પ્રકારે સંસારમાં ભટકાવનાર મિથ્યાત્વ છોડી અર્હત દેવ, નિર્ગ્રંથ ગુરૂ, દયામય ધર્મનું સેવન કરી ષટ્દ્રવ્ય, સપ્તતત્વ, નવ પદાર્થ-

નું સ્વરૂપ જાણી, આત્માની શ્રદ્ધા કરી સાચું સુખ મેળવવું અને મનુષ્ય પર્યાય પામવાનો એજ લાભ છે.

પ્રસંગવશાત્ સુશીલ સ્ત્રીઓને બીજીપણ નીતિની શિક્ષા આપવામાં આવે છે વર્તમાન કાળમાં નીચ જાતિની સ્ત્રીઓના કુસંગથી ઉત્તમ કુળની સ્ત્રીઓ પણ પુત્રોત્પત્તિ અને વિવાહ પ્રસંગે **નિર્લજ ગીત, ફટાણાં** ગાય છે જે સર્વથા વર્જ્ય છે. જરા તો વિચાર કરો કે, જ્યહાં પોતાના વડીલ માતાપિતા, સાસુસસરા, દિયર, જેઠ, પુત્ર, નીતિવાળા અન્ય ધર્માવલબીઓ બેઠા હોય ત્યાં નિર્લજ ગીત ગાઇ નિર્લજતા પ્રગટ કરવી એ શું ઉત્તમ ઘરની સ્ત્રીઓનું કામ છે? **જે શબ્દો બોલતાં વેશ્યાઓને પણ લજ્જાસ્પદ થવું પડે એવા કુશબ્દો પડદેનશીન અને સાસુસસરા સ્હામે ઉતાવળથી નહિ બોલનારી સ્ત્રીઓ ભરબજારમાં જોરથી બોલે તે કેવો અનર્થ કહેવાય?** બહુ પ્રસન્નતાથી બીજાની શીલવતી, ઉત્તમ આચરણની સ્ત્રીઓને વ્યભિચારિણી કહેવી તથા અનેક લાછન લગાડવા, તે કેવું નિન્દનીય કામ છે? આ સર્વ અત્યાચારનું કારણ તે સ્ત્રીઓ તથા તેમના પતિની અજ્ઞાનતાજ છે. આવાં નિર્લજ્જ ફટાણાં ગાવાનું કારણ એજ જણાઇ આવે છે કે, સંસારમા જેટલી **શરમ છે તે આંખોમાંજ** છે. તે તેઓએ પ્રથમથીજ પોતાની આંખોપર વસ્ત્ર (પડદો) નાંખી દીધો છે. જે શબ્દોનો ઉચ્ચાર કરતાં વ્યભિચારિણી સ્ત્રીઓ પણ સંકોચ પામે છે, તેવા શબ્દો બેશરમી સાથે જોરથી બોલવા તે વ્યભિચારનો ઢંઢેરો પીટાવવા બરાબર છે. ખેદની વાત છે કે પોતે શીલવતી સ્ત્રી પણ આવા ગીત ગાઇ કુશીલ બને છે. જે પ્રમાણે એક ફૂટણી પાંચદશ

**વેશ્યાઓને બેસાડી વ્યભિચાર કરાવવાના ઉદ્દેશથી બિભત્સ શબ્દોદ્વારા જતા આવતા પુરૂષોને લોભાવે છે, તેવીજ રીતે એક નિર્લજ્જ ગાનારી વૃદ્ધ સ્ત્રી પાસે ઘણી ખરી યુવાન સ્ત્રીઓ બેસી અપશબ્દો** દ્વારા પોતાનું વ્યભિચારપણું પ્રગટ કરે છે અને નાની નાની પુત્રિઓને પાસે બેસાડી તેમના કોમળ હૃદયપર આ કુસંસ્કારની અસર પાડે છે વિવાહોત્સવ જેવા શુભ અને પવિત્ર દિવસોમાં તેઓને ઠીક ફાવે છે. હિંદુસ્તાન તરફ એવો રિવાજ છે કે લગનના દિવસે પુરૂષો તો વરને લઇ કન્યાના ઘેર પરણાવવા જાય છે, એવો અવસર જોઈ સ્ત્રીઓ પોતાની સાહેલીઓ તથા કુટુંબી અને નીચ જાતિની બીજી ઘણી ખરી સ્ત્રીઓ સાથે એકઠી થઇ, એક યુવાન સ્ત્રીને પુરૂષનો વેશ પહેરાવી, ત્હેની સાથે બીજી એક સ્ત્રીનો સંબંધ સ્થાપી અથવા એકલો પુરૂષવેશ પહેરાવી મનગમતી કુચેષ્ટા કરતી વાજીત્ર સાથે નીચ ગીત ગાતી ભરબજારમાં નીકળે છે, જ્હેને જોઇ શરમને પણ શરમ આવે છે. ધિક્કાર છે એવા મનુષ્યોને **કે જેઓ પોતાની સ્ત્રીઓને આ પ્રકારે નિન્દનીય કાર્યોથી રોકતા નથી.** શું કોઇ કહી શકશે કે, આવી જાતિ, ધર્મ અને લોક વિરૂદ્ધ કાર્ય કરનારી સ્ત્રીઓ શીલવતી રહી શકે છે? કદાપિ નહીં, કદાપિ નહીં. તેઓમાં થોડેઘણે અંશે વ્યભિચારનો અંશ તો અવશ્ય હોય છેજ. અગર એમ કહીએ કે સ્ત્રીઓમાં મૂર્ખતા હોવાથીજ અનેક પ્રકારના દોષ થઈ જાય છે. અહીં કોઇ પ્રશ્ન કરે કે શું સ્ત્રીઓએ બીલકુલ ગીત ગાવાંજ નહિ! પરંતુ અહીં કહેવાનો આશય એમ છે કે, **ખોટાં ગીત ગાવાંજ નહિ, પરંતુ માંગલિક ગીત તો ગાવાંજ જોઇએ.**

આ સિવાય સ્ત્રીઓ અજ્ઞાનતાથી અંધપરંપરાની રીતિથી વિવાહ સમયે અન્ય મતાવલંબીઓની દેખાદેખીથી દેવી, ઘંટી,

ચુલો, ગણેશ, કુંભારનો ચાક, ગધેડાં વિગેરેને પૂજે છે અને તે સાથે નિર્લજ ગીત પણ ગાઇ એવું સ્હમજે છે કે આ ક્રિયા (!) ઓ કરવાથી વિવાહ નિર્વિઘ્ને સમાપ્ત થશે. આ ત્હેમનો વિચાર સર્વથા ભ્રમરૂપ છે. જરા વિચાર તો કરો કે, ખોટાં અને મિથ્યાકર્મ કરી કોઇ સફળતા પામી શકે છે? કદિ નહિ. જેઓ જ્ઞાની હોય છે, તેઓ જન્મથી મરણ પર્યંતના સંપૂર્ણ કાર્યો શાસ્ત્રાનુકુળ કરી પુન્ય ઉપાર્જન કરે છે, જેથી વિઘ્ન દૂર થઇ પોતે સર્વ પ્રકારના આનંદમાં પ્રવર્તે છે. તેઓ વિવાહાદિ કાર્ય પણ ઋષિપ્રણીત જૈનધર્માનુકુળ કરે છે. વર્તમાનમાં જે જે વિવાહ સબંધી રિવાજો અને ક્રિયાઓ ચાલુ છે, ત્હેનું સૂક્ષ્મ અને પરમાર્થ દૃષ્ટિથી અવલોકન કરવામાં આવે તો સ્હમજાય છે કે તે શાસ્ત્રાનુકુળ ક્રિયાઓ કે જે લગ્નના પહેલા દિવસે જાન (બરાત) આવ્યા બાદ **આતશબાજી** કોઇ કોઇ દેશમાં ફોડવામાં આવે છે, જે સ્હામે જઇ આદરપૂર્વક જાનને લાવવાની મૂર્ખતા છે. આ પ્રકારે બીજી પણ ઘણી ક્રિયાઓ કાળક્રમ તથા વિદ્યાના અભાવથી ઉલટ—પાલટ કરી નષ્ટ—ભ્રષ્ટ થઈ ગઇ અને તેના નામ પણ અપભ્રંશ થઇ ગયાં છે. કોઈ કોઈ દેશમાં વિવાહના પૂર્વે **કુંભારના ચાકની પૂજા કરવાની કુપ્રથા** ચાલુ છે, જહેનું પ્રયોજન **સિદ્ધચક્ર યંત્ર**ની સ્થાપના છે. આ યંત્રને માંગલ્ય ફેરા પૂર્વ લગ્નમંડપમાં લાવવાની ક્રિયાઓનો અપભ્રંશ છે, વિગેરે કેટલીક ક્રિયાઓ છે કે જહેના યથાર્થ નામ અને પદ્ધતિઓ જાણી અતિ હર્ષની સાથે શ્રદ્ધા દૃઢ થાય છે. જ્ઞાની સ્ત્રી—પુરૂષોએ હરેક કાર્યનું યથાર્થ સ્વરૂપ જાણી યોગ્ય રીતે વ્યવહાર કરવો. વિવાહાદિમાં **શુદ્ધ** સામગ્રી અને ભોજન તૈયાર કરાવવું, પાણી ગાળવાની કાળજી રાખવી, જેથી હિંસા ન થાય અને ઉત્તમ જાતિના

આચારવિચાર નષ્ટ ન થાય. કદિપણુ વ્યભિચાર પ્રચારક તથા કામીઓના રાગરૂપ પરિણામ કરનારા, જ્ઞાનીઓ નજીક લજ્જાજનક એવા લોકનિંદ્ય તથા અનર્થદંડરૂપ નીચ ગીત ભૂલેચૂકે પણુ ન ગાવાં અને એવાં ગીત ગાનારીના પ્રસંગમાં પણુ ન આવવું, કેમકે એથી **શીલમાં** દૂષણુ આવે છે અને લોકો નિંદા કરવા લાગે છે.

ઉચ્ચ જાતિની સ્ત્રીઓ નિર્લજપણે, ઘાટમાં-વાટમાં-મહોલ્લામાં જેમતેમ નિન્દ્ય ગાળો બોલી પોતાની જાતિ વ ધર્મને કલુંકિત કરી રહી છે, એવું સ્હમજી જે ઉત્તમ કુલની શીલવતી સ્ત્રીઓ સંસારથી ભયભીત થઇ આલોક-પરલોક સુધારવા ઇચ્છતી હોય અને જ્હેને યશ-અપયશનો ખ્યાલ છે તેઓ કદાપિ મિથ્યાત્વ-સેવન આદિ નિન્દ્ય કાર્ય કરતી નથી અને શુભ ક્રિયાઓ અને ધાર્મિક ગીત ગાઇ પુન્ય ઉપાર્જન કરે છે, જેથી ત્હેમનો, ત્હેમના કુળનો અને ધર્મનો યશ જગત્‌માં ફેલાય છે.



## प्रकरण छट्ठुं.



### विधवाओनुं कर्तव्य.

આ પુસ્તકમાં સ્ત્રીયોપયોગી ઘણી ખરી શીખામણો તો અપાઇ ચુકી છે, પણુ માત્ર એજ કહેવાનું રહી ગયું છે કે, કદાચત્ પાપ-કર્મના ઉદયથી કોઇ સ્ત્રી વિધવા થઈ ગઇ હોય તો ત્હેણીએ બાકીનું **જીવન કેવી રીતે વ્યતીત કરવું જોઇએ ?**

વિવાહ થયા પછી પુત્રની પતિ અને પુત્રીની સ્ત્રી સંજ્ઞા થઇ જાય છે. તે બન્ને નિયમાનુસાર આ જન્મને માટે એક સુત્રમાં બંધાઈ સુખદુઃખના ભોક્તા થાય છે. તેઓ બન્ને બુદ્ધિવાન અને એકમતવાળા થઈ લૌકિક અને પારલૌકિક સુખ આપનાર માર્ગપર ચાલવાથી માત્ર ત્હેમનાં કુટુંબનુંજ નહિ, પરંતુ જાતિ તથા દેશનું કલ્યાણ કરી શકે છે, એટલા માટે દમ્પતિએ પોતાના તથા પારકા હિતને માટે શાસ્ત્રમાં કહેલી શિક્ષાઓ અનુસાર ચાલવું જોઈએ અને ભવિષ્ય માટે તે શિક્ષાઓનો ફેલાવો પોતાના સંતાનમાં કરી ધર્મનીતિના માર્ગપર ચાલવાની પ્રેરણા કરવી જરૂરની છે. દરેક કુટુંબે એટલું પણ ધ્યાન આપવું કે, આવકની અંદરજ ખર્ચ કરવો યાને જ્યાં સુધી બની શકે ત્યાંસુધી આવકનો અડધો ભાગ કુટુંબ નિર્વાહમાં, ચોથો ભાગ પુન્ય, દાન વિગેરેમાં વ્યય કરી બાકીનો ચોથો ભાગ બચાવી રાખવો, કેમકે બચેલું દ્રવ્ય રોગ, શોક, લગ્નાદિ પ્રસંગોપર કામ આવે છે. ઘરમાં ખર્ચ કેવી રીતે કરવાથી બચત રહી શકે છે, તેનું જ્ઞાન દરેક સ્ત્રીપુરૂષે મેળવવું જોઇએ, કેમકે તેનું યથાર્થ જ્ઞાન હોવાથીજ મનુષ્યનો વ્યવહાર સાચવી બચત કરી શકે છે. એટલું તો અવશ્ય સ્હમજવું કે ઘરની પુંજી-પૈસામાંજ બરકત છે અને તેજ વખતપર કામ લાગે છે. કદાચ બચાવ ન રાખ્યો હોય તો જરૂર પ્રસંગે બીજાના ઘેરથી ત્હેના મનને પુરતું થાય એટલું વ્યાજ ભરી પૈસા લાવવા પડે છે, જહેનું પરિણામ બહુધા એજ આવે છે કે રાત્રિદિવસ વ્યાકુળ રહી અનેક પ્રકારનાં પાપકર્મોદ્વારા ધન કમાવવાની ઇચ્છા થાય છે. આવા પુરૂષોની શાખ ઉડી જાય છે અને ફરીથી લેણુ-દેણુ કરવામાં દરેક આદમી સંકોચ પામે છે. ન્યાત-જાત,

આડોશી-પાડોશી, ગામ-પરગામના લોકો, જેઓ પહેલાં ખર્ચ કરતી વખતે વાહવાહ કરતાં હતાં તેઓ આજે સ્હામે જોતા નથી અને વિચારે કે 'રખે કોઇ માંગશે.' આથી બાપદાદા સુધીની પ્રતિષ્ઠાને ધૂળમાં મેળવી દે છે. નીતિમાં કહ્યું છે કે, '**સોડ પ્રમાણે સાથરો**' એ પ્રમાણે જે પુરૂષ આ મંત્રનું સ્મરણ કરતાં કરતાં ગ્રહસ્થાશ્રમમાં પ્રવર્તે છે તેઓજ પરમ સુખી થઇ પોતાનું કલ્યાણ કરી શકે છે. જે લોકો આગળ-પાછળનો વિચાર કર્યા સિવાય કર્જ કરે છે તેઓ જાણી-બુઝી પોતાના જીવનને દુઃખમય કરે છે. પ્રથમ તો લગ્નાદિ પ્રસંગે **ઘડીભરની વાહવાહ** માટે હજારો રૂપિયા જ્યાં ત્યાંથી કાઢી ખર્ચ કરે છે અને પછી લઢાઈ—ટંટા, ફ્યાદ વગેરેનાં દુઃખ સહી, રાત્રિદિવસ આજ દુઃખમાં ડૂબી રોગી થઇ અલ્પાયુમાંજ કાળને શરણ થાય છે અથવા જીવતા રહે છે, તોપણ ઘણી દુર્દશાથી પોતાના જીવનના દિવસ પૂરા કરે છે, જે બધું **અજ્ઞાનતા** અને **કુસંગનુંજ** ફળ છે. એક સમયે જૈનસમાજ ભારતવર્ષના પ્રતિષ્ઠિત સમાજમાં શિરોમણી ગણાતો હતો, આજે તેજ કુરીતિઓથી રીબાઈ નકામા ખર્ચ કરી કંગાલ થઇ રહ્યો છે, અતએવ દરેક સ્ત્રી-પુરૂષે આ શિખામણ ઉપર પુરતું લક્ષ આપી **જોઈતો ખર્ચ પોતાની આવકના પ્રમાણમાં કરવો;** એ સિવાય દમ્પતિએ ધર્મનીતિ અનુસાર વર્તી સંસારયાત્રા પૂરી કરવી, જેથી ગૃહસ્થાશ્રમનું સુખ પ્રાપ્ત થાય.

કદાચિત્ ભાગ્યવશાત્ કોઇ સ્ત્રી **વિધવા** થાય તો તેણે ઘરનો વ્યવહાર ચલાવનાર ગૃહસ્થ મા જેઠ, દિયર, સસરાદિ હોય તો તેમના આધીન રહેવું. કદાચ પોતાના કુટુંબમાં કોઈ ભરણપોષણ

કરનાર ન હોય તો પોતાના કુળાચાર પ્રમાણે ન્યાયપૂર્વક ઉદ્યોગ કરી, ધર્મમાં સંતોષથી રહેવું.

કેટલેક પ્રસંગે જોવામાં આવે છે કે, ઘણીખરી સ્ત્રીઓ, **પતિવિયોગનું દુઃખ** આવી પડવાથી મહિના—વર્ષો સુધી નહીં, પરંતુ જીંદગી સુધી રાત્રિ–દિવસ રડયા કરે છે તથા છાતિ—માથા કૂટે છે અને અનેક પ્રકારના વિલાપ કરે છે, જે જંગલમાં ગુસ્સે થવા સમાન કોણ સાંભળે છે કે દુઃખ ઓછુ કરે છે? એ સર્વ પોતાના દુષ્કર્મનાં ફળ છે. હવે રડવાથી કાંઈ વળતું નથી; પરંતુ રડવું–કૂટવું તે તો મૂર્ખતા છે, વળી એથી અધિક મૂર્ખતા તો જાતિની તથા **કુટુંબની બીજી સ્ત્રીઓની** એ છે કે જેઓ સ્હાંજ—સ્હવાર તેના ઘેર જઈ, **પતિવિયોગનું દુઃખ ભૂલાવવાના બદલામાં ત્હેના ગુણ ગાઇ સ્ત્રીને ઘણીજ રડાવે છે.** જે જાતિમાં આ રિવાજ છે તેમાં અજ્ઞાનતા અને નિર્દયતાએજ ઘર કર્યું છે, તે દુખીઆરી સ્ત્રી ધર્મ–કર્મ છોડી માત્ર રડવામાંજ મગ્ન રહી તીવ્ર **આર્તધ્યાન**દ્વારા નર્કનું આયુષ્ય બાંધે છે. ઘણા વખત સુધી વિધવા સ્ત્રીઓ બહાર નીકળતી નથી, તે તો ઘણુંજ ઉત્તમ કાર્ય છે, કારણ વિધવાએ નિષ્કારણ ગમે ત્યાં ફરવું ન જોઇએ, પરંતુ મંદિર સુધી **દર્શન કરવા માટે પણ ન જવું તે કેવી ભૂલ કહેવાય?** સ્હેજ વિચાર કરવાથીજ સ્પષ્ટ માલૂમ પડશે કે, પાપકર્મનો નાશ કરનાર અને દુઃખનું દમન કરનાર તો દર્શન, સ્વાધ્યાય, પૂજાપાઠાદિ ધર્મકાર્યજ છે તો એ કાર્યોનેજ તીલાંજલી આપવી અને મૂર્ખોના કહેવા પ્રમાણે મિથ્યા કૃત્યો કરવાં એ શું શાણપણું કહેવાય? કેમકે સાંસારિક

ખાન-પાન, લેણુદેણુ વગેરે તો છૂટતુંજ નથી, પરંતુ **ધર્મ એકજ એવો છે કે જહેના વિષયમાં કોઈ પ્રેરણા કરનાર નથી; તો આવા દુઃખદાથી વિધવાપણાનું દુઃખ કેમ દૂર થાય ?**

આ સિવાય કેટલીક **કુટીલ સ્ત્રીઓ** અજ્ઞાનતાવશ કુસંગતિમાં પડી પતિવિયોગનાં દુઃખને ભૂલી, મદોન્મત્ત થઇ પૂર્વવત્ વિષય-કષાયમાં પડી વ્યભિચાર સેવન કરતી પોતાના **બન્ને કુળની આબરૂનો નાશ કરે છે** અથવા **વિધવાવિવાહ** દ્વારા બીજા પુરૂષથી સંયોગ કરી **જન્મ જન્મને માટે પુનઃ વિધવાપણાનું બી** રોપે છે અને જગતમાં કહેવાતા નિંદ્ય કાર્યો કરવા લાગે છે, જેથી આખા જગતની બત્રીશીએ ચઢે છે તે કુટીલ સ્ત્રી અનેક પ્રકારના સુંદર મનોહર વસ્ત્રાભૂષણ પહેરી, સ્વાદિષ્ટ ભોજન કરી, કામેચ્છા વધારનાર ગીત ગાઇ, વેશ્યાઓ સમાન નિર્લજ-પાપી બની જાતિ-ધર્મની નિંદા કરાવતી બન્ને કુળને અપયશના સમુદ્રમાં ડૂબાવે છે; કેમકે જે પાપના ઉદયથી આ જન્મમાં યૌવનાવસ્થામાંજ પતિ-વિયોગનું અસહ્ય દુઃખ આવ્યું છતાં તેજ પાપનો બંધ બાંધે છે, તેવી સ્ત્રીઓ વિષે વિશેષ શું લખાય ? તેઓનુ ભવિષ્યજ ખોટું છે, માનો કે જૈન સમાજને કલંકિત કરવા માટેજ તેવી સ્ત્રીઓએ અવતાર ધારણ કર્યો છે એમ સમજી **ઉત્તમ કુળની વહુ-પુત્રીઓની ફરજ છે કે, માથે આવી પડેલા પતિવિયોગના દુઃખને, પુર્વોપાર્જિત અશુભ કર્મનું ફળ જાણી, સંતોષપૂર્વક જીવન વ્યતીત કરવું, કેમકે કર્મની ગતિ અકળ છે.**

પ્રાણી પાપકર્મ કરતી વખતે તો કાંઇ વિચાર કરતું નથી-આંધળા થઇ તેમાં મગ્ન રહે છે, પરંતુ કર્મનો ઉદય થયે, જ્યારે

ઇષ્ટ વિયોગ, અનિષ્ટ સંયોગની પ્રાપ્તિ થાય છે ત્યારે હાય ! હાય ! સિવાય બીજો એકે ઉપાય સુઝતો નથી. પાછળથી હાય હાય કરવાથી દુઃખના વધારા સિવાય બીજું કંઇ થતું નથી. પોતાના માટે સંચિત સુખદુઃખને ધીરજથી ભોગવવાં અને એવી ભાવના ભાવવી કે, અહો ! પાપકર્મ મટાડવાને કોણ સમર્થ છે ? પૂર્વે દુષ્કર્મના ફળથી મહેન્દ્ર રાજાની પુત્રી **અંજનાસતી** પતિની અપ્રસન્નતાથી ૨૨ વર્ષ સુધી વિયોગી રહી, અનેક પ્રકારના પરિસહ સહન કરતી, ગર્ભવંતી હોવા છતા વનવાસ ગઇ; અને **સીતા** જેવી પતિવ્રતાને, પોતાના ઉપર જૂઠા કલંકના કારણે, પતિની આજ્ઞાથી વનમાં જવું પડયું તે છતાં દુઃખનો અંત આવ્યો નહિ અને **સત્યવ્રતની પરીક્ષા** નિમિત્ત **અગ્નિકુંડમાં પ્રવેશ** કરવો પડયો.

આ પ્રમાણે અનેક મહાન વીરો પણ પાપના ઉદયથી રાજાના રંક અને સુખીના દુઃખી થઇ ગયા છે તો મ્હારા જેવા ક્ષુદ્ર પ્રાણીની શું વિસાત છે વગેરે. વળી એમ પણ વિચારવું કે, મ્હેં પૂર્વજન્મમાં શ્રી જિનેંદ્રદેવના પ્રતિબિમ્બનો **અનાદર** યા **અવિનય** કર્યો હશે, જિનમંદિર યા ચૈત્યાલયના **ઉપકરણ ચોર્યાં હશે**, શ્રી જિનેન્દ્રમંદિરમાં અર્પણ કરેલા **નિર્માલ્ય દ્રવ્યનું ભક્ષણ** કર્યું હશે, ઋતુવંતી થયા બાદ યા બીજી કોઇ રીતે મન, વચન, કાયાની **અશુદ્ધિતાપૂર્વક** મુનિશ્વરો તથા શ્રાવકોને **આહાર** આપ્યો હશે, અશુદ્ધિ છતાં મંદિરમાં ગઈ હશે અગર **અશુદ્ધદ્રવ્ય** ચઢાવ્યું હશે, જિનમંદિરમાં પ્રમાદવશ કોઈ **કુચેષ્ટા** કરી હશે, મુનિદાનમાં **અંતરાય** પાડી હશે. ધર્માત્માઓની જૂઠી **નિંદા** કરી હશે, ખોટી **ચાડી** કરી હશે, ખોટાં **કલંક** લગાવ્યા હશે કે

જે પાપના ઉદયથી આ અસહ્ય વિધવાપણાનું દુઃખ પ્રાપ્ત થયું; તથા પૂર્વજન્મમાં બીજાની દેખાદેખીથી અનેક મિથ્યાત્વસેવન સેવ્યાં હશે, કુદેવ પૂજ્યા હશે, વડ, પીપળા અને કેળમાં પાણી સીંચી મિથ્યા કલ્પના યા વાંચ્છા કરી હશે; શીતળા, દેવી, દુર્ગાની માનતા માની જીવહત્યા કરી હશે, કોઇ પ્રાણીના સુખોપભોગમાં અંતરાય પાડી હશે, જે ઉદય આવે મ્હારા ભોગોપભોગમાં અંતર પડયો. મ્હે પૂર્વજન્મમાં કોઇ મૃગનયણીના બાળકનો વિરોધ કર્યો હશે, પક્ષિઓના માળા તથા મધમાખીઓના મધપૂડાનો વિધ્વંશ કર્યો હશે, વન-ગામ અથવા પશુના સ્થાનમાં આગ લગાવી હશે, અણગળ પાણી પીધું હશે, યા તેને રસોઇ કરવામાં-વસ્ત્રાદિ ધોવામાં ઉપયોગ કર્યો હશે, રસોઇ વિવેકરહિત અશુદ્ધ સાફ કર્યા સિવાય કરી હશે, રાત્રે રસોઇ બનાવી હશે યા ભક્ષણ કરી હિંસા ઉપજાવી હશે, અભક્ષ્યનું ભક્ષણ કર્યું હશે; કંદમૂળ, જલેબી, માંસ, મદિરા, માખણ, ખાધું હશે, ઝાડ-વૃક્ષાદિ ભાંગ્યા હશે, દીન જીવોને સતાવ્યા હશે, જે પાપથી હું આ દીન દશાને પામી છું.

સાસુ, નણંદને દુર્વચન કહ્યાં હશે, ગાળો ભાંડી હશે યા સમયે ભોજન નહીં આપ્યું હોય, પતિનો અનાદર કર્યો હશે, તીર્થમાં જઇને કુશીલ પરિણામ ધ્યાયા હશે, દશલક્ષણી, અઠાઈ, રત્નત્રય, રોહિણી, પંચમી, અષ્ટમી, ચતુર્દશી આદિ પવિત્ર દિવસોમાં ધર્મલોપ, મર્યાદારહિત, સ્વચ્છંદપણે પાપક્રિયામાં પ્રવૃત્તિ કરી હશે, ધર્મી જીવોથી ઇર્ષા, દ્વેષ, વિરોધ કર્યો હશે, પંચપાપમાં પ્રવૃત્તિ કરી હશે, વ્રત-નિયમ લઈ તેનો ભંગ કર્યો હશે, વિગેરે પાપનાં ફળથી હું આ દુઃખી અવસ્થા પામી છું

એટલે હવે ધૈર્યથી આવી પડેલી આપત્તિને ભોગવવી તથા હવે પછી સર્વે પાપોથી ચિત્તને દૂર રાખી સાવધાનીપૂર્વક ધર્મમાં પ્રવર્તું. જો હું આવી રીતે નહીં વર્તું, તો કોણ જાણે ભવિષ્યમાં કઇ દુર્ગતિમાં પડી તીવ્ર દુઃખ ભોગવવાં પડશે, એથી **મ્હારે તો એક ધર્મનુંજ શરણ છે.** ધર્મ દુઃખથી દૂર રાખનાર અને ભવોભવમાં સુખ આપનાર છે. એવું સ્હમજી દાન, વ્રત, તપ, નિયમ, પૂજન, સ્વાધ્યાયથીજ ધાર્મિક સ્ત્રીએ પોતાનું આયુષ્ય પુરૂં કરવું.

સાંસારિક વિષયોથી ચિત્તને હઠાવી સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને કાન એ **પચેંદ્રિયો અને મનને વશ કરવું.** પોતાના નિર્વિઘ્ન શીલના રક્ષણ માટે તથા આલોક અને પરલોક સુધારવા તથા આત્મકલ્યાણ કરવા માટે આ પ્રકારે વર્તવું-**શૃંગારસૂચક વસ્ત્રા-ભૂષણ પહેરવા નહિ,** કારણકે સ્ત્રીનો શ્રૃગાર સૌભાગ્ય અવસ્થા-માંજ શોભા આપે છે. વિધવાએ શ્રૃગાર કરવો, તે લોકનિંદ્ય, ધર્મવિરૂદ્ધ અને શીલઘાતક છે, જેથી વિધવા સ્ત્રીએ હમેશાં શ્રૃંગાર તજવા અને **દેશાનુકુળ** સફેદ યા કાળા વસ્ત્ર પહેરવા; બહુરંગી, ઝીણા, ચટકદાર અને સધવાઓ સરખા વસ્ત્ર પહેરવા જોઇએ નહીં. આંખમાં સુરમો, અંજન કાજળ વિગેરે નહીં આંજવા, લલાટપર તિલક ન કરવું, પાન-ઇલાયચી-કેશર આદિ પુષ્ટ અને કામોદ્દીપક મસાલા ન ખાવા; શરીર-વસ્ત્ર-વાળમાં તેલ, ફુલેલ, અત્તર ન લગાવવું અને દૂધ, દહી, ઘી, મોદક આદિ પુષ્ટિકારક ભોજન તથા માદક પદાર્થ ન ખાવા કેમકે એમ કરવાથી ઇંદ્રિયો સતેજ થઇ મન વિષયો તરફ દોડે છે અને **શીયળ ભ્રષ્ટ** કરવાને તૈયાર થાય છે. વિધવાએ એટલું ધ્યાનમાં રાખવું કે, કોઇપણ સ્ત્રી અગર

પુરૂષ સાથે હાંસી, કુતુહલાદિ ક્રિયા કરવી નહિ. નાટક, નાચ, તમાસા, ભાંડના કૌતુક અને સાધારણ મેળા જોવા માટે કદિપણ ન જવુ અને હલકાં ગીત ન ગાવાં, ન સાંભળવા તથા પોતાના સરખી સાહેલાંઓમાં બેસી ખોટા વાર્તાલાપ ન કરવા કે ન સાંભળવા. તેમને બીજી સધવા સ્ત્રીઓએ પહેરેલા અનેક પ્રકારના શ્રૃંગાર–આભૂષણ જોઇ, મનમાં અદેખાઈ કરવી નહિ. **નીતિનું વચન** છે કેઃ—

संपति विपातिके बीचमें, जो पछतावे कूर ।
माशा बढ़े न तिल घटै, जो कुछ लिखा अँकूर ॥ १ ॥
पूरव भोग न चिन्तवै, आगम वांछा नाहिं ।
वर्तमान वर्ते सदा, सो सुखिया जगमांहि ॥ २ ॥

આથી **વિધવા સ્ત્રીઓએ** :પોતાની શક્તિ અનુસાર **તપ** યાને એકાસણાં, ઉપવાસ, નીરસભોજન, બેલાં, તેલાં દ્વારા **ઇંદ્રિયોના વેગને રોકવો જોઇએ.** હમેશાં પૂજા, દાન, શાસ્ત્ર-સ્વાધ્યાય, ગુરૂભક્તિ, સંયમ, તપ, પઠન–પાઠન, શાસ્ત્રશ્રવણ, ધર્મ-ધ્યાન અને ધર્મચર્ચા વગેરે **શુભ કાર્યો** કરવાં, જેથી **પુન્યનો બંધ** થઇ, **પાપની ઉપશાન્તિ** થાય. સારાંશ કે, જે સ્ત્રીઓ સમતાભાવ ધારણ કરી, ધર્મનો સમાગમ રાખી અંતે સાવધાની સહિત **સમાધિમરણ** કરે છે, તેઓને ફરીથી સ્ત્રીપર્યાય ધારણ કરવી પડતી નથી. તેઓ અહીંથી મૃત્યુ પામી **સ્વર્ગમાં મહર્દ્ધિક દેવ** થઇ મધ્યલોકમાં રાજા, મહારાજા બની, ધર્મમાં પ્રવૃત્ત થતાં

મુનિવ્રત અંગીકાર કરી, કર્મનો ક્ષય કરી મોક્ષના અનંત, અનુપમ, અક્ષય, અલૌકિક અને અપ્રમેય સુખને મેળવે છે આ પ્રકારે વિધવાઓના શુભાચરણને શાસ્ત્રોમાં **વૈધવ્ય દીક્ષા** કહી છે. જેવી રીતે કે—

> विधवायास्ततो नार्या, निजदीक्षासमाश्रयः ।
> श्रेयानुताश्चिद्वैधव्य, दीक्षा वा प्राह्यते तदा ॥ १ ॥
> तत्र वैधव्यदीक्षायां, दशव्रतपरिग्रहः ।
> कंठसूत्रपरित्यागः, कर्णभूषणवर्जनं ॥ २ ॥
> शेषभूषानिवृत्तिश्च, वस्त्रपडांतरीयकं ॥
> उत्तरीयेण वस्त्रेण, मस्तकाच्छादनं तथा ॥ ३ ॥
> खटाशयांजनलेप, हारिद्रल्पवर्जनं ॥
> शोकाक्रंदनिवृत्तिश्च, विकथानां विवर्जनं ॥ ४ ॥

ધન્ય છે તે સ્ત્રીરત્નોને કે જે આ પ્રકારે સુકૃત કરી પોતે સુખી થાય છે અને બીજાઓને સુમાર્ગ બતાવે છે. એવું સ્હમજી હે જૈન જાતિની પુન્યવાન અબળાઓ! ત્હમે પૂર્વકર્મોદયથી મનુષ્યપર્યાય, ઉત્તમ કુળ, ધર્મનો સમાગમ અને ઉપદેશ મેળવ્યો છે, તો **આ પર્યાયની એક ક્ષણ પણ ધર્મરહિત નહિ જવા દ્યો.** આઠે પ્રહર હરતા-ફરતા, સુતા-બેઠા પોતાના પરિણામોની સંભાળ રાખો. આ વખતે ભવસમુદ્ર તરવાનો પ્રસંગ છે, તેમાં જો કાંઇપણ ભૂલચુક થઇ, તોપછી કાંઈ ઠેકાણું રહેશે

નહિ, આથી પરોપકારી પરમાચાર્યોએ કરુણાબુદ્ધિથી વારંવાર પોકારીને ચેતાવ્યા છે. જુઓ, આ મનુષ્યપર્યાય કેવી સર્વ શ્રેષ્ઠ અને કાર્યકારી છે—

जाकों इन्द्र चाहैं, अहमेंद्रसे उमाहैं जासौं ।
जीव मुक्ति जाय, भवमल बहावे है ॥
ऐसो नरजन्म पाय, विषय विष खाय खोयौ ।
जैसे कांच सांटे मूढ, माणिक गमावे है ॥
माया नदी बूड़ भींजा, कायबल तेज छीजा ।
आया पन तीजा, अब कहा बन आवै है ।
तातैं निज सीस ढोलें, नीचे नैन किये डोलें ॥
कहा बढ बोले वृद्ध, बदन दुरावै है ॥

વળી એથી પણ વધુ કહે છે—

जोई क्षण कटै, सो तौ आयुमें अवश्य घटै ।
बूंद २ बीतै जैसे, अंजुलीको जल है ॥
देह नित क्षीण होत, नैन तेजहीन होत ।
यौवन मलीन होत, क्षीण होत बल है ॥
आवै जरा नेरी तकै, अंतक अहेरी आवै ।
परभव नजीक जात, नरभव निफल है ॥
मिलके मिलापी जन, पूंछत कुशल मेरी ।
ऐसी औ दशामें मित्र, काहेकी कुशल है ॥

વળી આ સંસારની વિચિત્ર ગતિ સર્વેને જાણુતીજ છે કે—

काहू घर पुत्र जायौ, काहूके वियोग आयौ ।
कहूं रागरंग, कहूं रोया रोय करी है ।
जहां भानु ऊगत, उछाह गीत गान देखे ।
सांझ समय ताही थान, हाय २ परी है ॥
ऐसी जगरीतिको, न देख भयभीत होत ।
हा ! हा ! नर मूढ तेरी, मति कौन हरी है ॥
मानुष जनम पाय, सोवत विहाय जाय ।
खोवत करोरनकी, एक २ घरी है ॥

એવુ જાણુતા છતાંપણુ સંસારી મૂર્ખ જીવ કેવી મૂર્ખતામાં મગ્ન થઇ રહ્યા છે તેનુ કવિત્ત—

देखो भर जोबनमें, पुत्रकौ वियोग भयो ।
तैसेही निहारी, निजनारी काल मगमें ॥
जो २ पुन्यवान जीव, दीसत है जगत मांही ।
रंक भये फिरें तेही, पनही न पगमें ॥
येते पै अभाग, धन जीतबसे धरें राग ।
होयना विराग जानै, रहूंगौ अलगमें ॥
आंखिन बिलौके अंध, सुस्सेकी अंधेरी करै ।
ऐसे राज रोगको इलाज कहां जगमें ॥

આવી સર્વે સંસારી જીવોની ભ્રમબુદ્ધિ અને અજ્ઞાનદશા જોઇને શ્રીગુરૂ કરૂણાબુદ્ધિથી વારંવાર સમજાવે છે કેઃ—

जौलों देह तेरी, काहू रोगसौं न घेरी जौलौं ।
जरा नाहि नेरी, जासौं पराधीन पर है ॥
जौलों जम नामा वैरी, देय ना दमामा तोलों ।
माने आन रामा बुधि जाय ना बिगर है ॥
तौलों मित्र मेरे, निज कारज संभार लैरे ।
पौरुष थकेगौ फिर, पीछे कहा कर है ॥
अहो ! आग आये जब, झोपडी जरन लागे ।
कूपके खुदाये कहौ, कहा काज सर है ॥

આવું જાણીને હે જૈનજાતિસુધારક ભાઇઓ !, અને મુખ્યતાથી તેના કારણભૂત બ્હેનો ! મારૂં તમોને વારંવાર એજ નિવેદન છે કે તમે પ્રમાદ તજીને, મિથ્યાત્વ ત્યાગીને અને અન્યાયથી દૂર ખસીને ધર્મકાર્યમાં તત્પર થઈ આલોક તથા પરલોકનું સુખ પ્રાપ્ત કરો. આવી સર્વસુખદાયી સામગ્રી મળવાનો તો તો એજ લાભ છે કે સુમાર્ગે લાગી કુમાર્ગને છોડી આત્મકલ્યાણ કરવું. જો હજુ પણ આ હિતકારી ઉપદેશ ઉપર ધ્યાન નહીં આપશો તો અવસર ચુકયા પછી પરતાવાનુંજ રહેશે અને એ ભૂલ ભવિષ્યમાં બહુજ દુઃખી કરશે.

मानुष तन श्रावक कुलहि, पावौ दुर्लभ फेर ।
यह अवसर मत चूकना, सद्गुरु भाषैं बेर ॥ १ ॥
माता भगनी सुता सम, हमरौ सबपर ख्याल ।
सविनय शिक्षा वरणई, यह जैनी जयद्याल ॥ २ ॥



## प्रकरण सातमुं.

### सूतक निर्णय

( શ્રી ત્રિવર્ણાચારાનુસાર. )

सूतकं वृद्धिहानिभ्यां, दिनानि दश द्वादश ॥
प्रसूतिस्थान मासैकं, दिनानि पंच गोत्रिणाम् ॥ १ ॥

**અર્થ**—જન્મનું સૂતક **દશ** દિવસનું અને મૃત્યુનું **બાર** દિવસનું થાય છે. પ્રસૂતિનું એક માસનું અને ગોત્રના મનુષ્યનું **પાંચ દિવસનું** સૂતક થાય છે.

प्रव्रजिते मृते काले, देशान्तरे मृते रणे ॥
संन्यासे मरणे चैव, दिनैकं सूतकं भवेत् ॥ २ ॥

**અર્થ**—જે ગૃહત્યાગી દીક્ષિત હોય, ત્હેના મરણનું (પોતાના કુળનો હોય તો) તથા દેશાંતર, લડાઈ અને સંન્યાસમાં મરણ

પામે, તો એક દિવસનું સૂતક જાણવું. કદિ પોતાના કુળનો દેશાંતરે મૃત્યુ પામ્યો હોય અને બાર દિવસ પછી માલૂમ પડયું હોય, તો એક દિવસનું સૂતક; અને બાર દિવસ પહેલાં સાંભળવામાં આવ્યું હોય, તો બાકીના બાર દિવસ સુધીના દિવસ સુધી સૂતક જાણવું.

चतुर्थे दशरात्रिं स्यात्, षड्रात्रिं पुंसि पंचमे ॥
षष्ठे चतुराशुद्धिं, सप्तमे च दिनत्रयं ॥ ३ ॥
अष्टमे पुंस्यहोरात्रि, नवमे प्रहरद्वयं ।
दशमे स्नानमात्रं स्यात्, एतद्गोत्रस्य सूतकम् ॥ ४ ॥

અર્થ—ત્રણ પેઢી સુધી બાર દિવસ, ચોથી પેઢીનું દશ દિવસ, પાંચમી પેઢીનું ૭ દિવસ, છઠ્ઠી પેઢીનુ ૪ દિવસ, સાતમી પેઢીનું ૩ દિવસ, આઠમી પેઢીનું ૧ દિવસ, નવમી પેઢીનું બે પ્રહર અને દશમી પેઢીનું માત્ર સ્નાનથી સૂતક પાળવું.

यदि गर्भे विपत्तिः स्यात्, श्रवणां चापि योषितां ।
यावन्मासस्थितो गर्भ, स्तावद्दिनानि सूतकम् ॥ ५ ॥

અર્થ—સ્ત્રીનો ગર્ભપાત થઈ જાય, તો જેટલા માસનો ગર્ભ હોય તેટલા દિવસનું સૂતક જાણવું.

पुत्रादि सूतके जाते, गते द्वादशके दिने ॥
जिनाभिषेकपूजाभ्यां, पात्रदानेन शुद्धयति ॥ ६ ॥

અર્થ—પુત્રોત્પત્તિ આદિનું સૂતક હોય તો બાર દિવસ પછી

ભગવાનની પૂજા, અભિષેક તથા પાત્રદાન કરવાથી શુદ્ધિ થાય છે. અહિં સૂતકનું વચન સામાન્ય છે, જેમાં જન્મ મરણ બન્ને ગર્ભિત થાય છે, માટે સામાન્ય રીતે બાર દિવસ કહ્યા છે. જન્મના દશ દિવસનું અને મૃત્યુના બાર દિવસનું સૂતક અન્ય શાસ્ત્રોમાં પણ કહ્યું છે.

अश्वा च महिषी चेटी, गौःप्रसूता गृहांगणे ॥
सूतकं दिनमेकं स्यात, गृहबाह्ये न सूतकं ॥ ७ ॥

અર્થ—ઘોડી, ભેંસ, દાસી, ગાય વગેરે જો પોતાના ઘરમાં જણે (પ્રસુતિ કરે) તો એક દિવસનું સૂતક થાય છે, જો ઘર બહાર પ્રસુતિ કરે તો સૂતક લાગતું નથી.

सतीनां सूतकं हत्या, पापं षण्मासकं भवेत् ॥
अन्या सामान्यहत्यानां, यथापापं प्रकाशयेत् ॥ ८ ॥

અર્થ—પોતાના હાથે અગ્નિમાં પડી સતી થવાનું પાપ ૭ મહિના અને અન્ય સામાન્ય હત્યામાટે યથાયોગ્ય પાપ જાણવું.

दासीदासस्तथा कन्या, जायते म्रियते यदि ॥
त्रिरात्रि सूतकं ज्ञेयं, गृहमध्ये तु दूषणम् ॥ ९ ॥

અર્થ—જો ચાકર–ચાકરડી તથા કન્યા જન્મે તથા મરે તો ૩ રાત્રિનું સૂતક છે. જો ઘર બહાર હોય તો સૂતક આવતું નથી. અને મૃત્યુના મુખ્યતાથી ૩ દિવસ કહ્યા છે.

महिष्याः पक्षकं क्षीरं, गोक्षीरं च दशाहिकं ।
अष्टमे दिवसेऽजाया, क्षीरं शुद्धं न चान्यथा ॥

અર્થ'--પ્રસૂતિ પછી ભેંસનું દૂધ પંદરમે દિવસે, ગાયનું દશમે દિવસે અને બકરીનું આઠમે દિવસે ખાવાયોગ્ય શુદ્ધ થાય છે.

जातदन्तशिशोर्नाशे, पित्रोर्दशाहसूतकं ।
गर्भस्रावे तथा पाते, विनष्टे तु दिनत्रयं ॥

અર્થ—જે પુત્રને દાંત આવી ગયેલા હોય એવા પુત્રના મરણનું ૧૦ દિવસનું સૂતક અને ગર્ભસ્રાવ, ગર્ભપાત અને ગર્ભ-વિનાશનું સૂતક ૩ દિવસનું છે.

त्रिपक्षे शुद्ध्यते सूती, दिने पंच रजस्वला ।
परपुरुष रता नारी, यावज्जीवे न शुद्ध्यति ॥

અર્થ—જે સ્રીને છોકરૂં થયું હોય તે દોઢ મહિને અને રજસ્વલા પાંચમે દિવસે શુદ્ધ થાય છે, પરંતુ વ્યભિચારિણી સ્રી કદિ શુદ્ધ થતી નથી. તે તો હમેશાં અપવિત્ર—અસ્પર્શ જ રહે છે.

હવે બાળકના સૂતકની વિધિ નીચે મુજબ છે:—

करि सन्यास मरै जो कोय, अथवा रणमें जूझी होय ।
देशान्तरमें छोड़े प्राण, बालक तीन दिवस लौं जान ॥

एक दिवस इनको होय सोग, आगे और सुनो भविलोग॥
प्रौढा बालक (आठ वर्षका) दासी- दास, अरु पुत्री सूतक इमिभास।
दिवस तीन लौ कह्यो वखान, इनकी मर्यादा इमिजान॥

**ભાવાર્થ**—આઠ વર્ષ સુધીના બાળકનું સૂતક ૩ દિવસનું જાણવું, દેશપદ્ધતિ તથા મતભેદથી એમાં કેટલોક ભેદ છે, તેથી દેશપદ્ધતિ પ્રમાણે પાલન કરવું યોગ્ય છે.

## ग्रंथकर्ताना आशीर्वचन.

જે ધર્માત્મા સજ્જન ભાઇઓ અને બ્હેનો પરમાર્થ બુદ્ધિથી આ ગ્રન્થને વાંચશે, વંચાવશે તથા એ પ્રમાણે વર્તન કરશે-કરાવશે તેઓ યશ-કીર્તિ મેળવીને પુણ્યબંધ કરશે. તેમનો ઘર, કુટુંબ પરિવાર તથા લોકમાં સદા આદરસત્કાર થશે. જે સ્ત્રીઓ આ ઉપદેશ ઉપર ધ્યાન આપીને ગૃહસ્થી સબંધી કાર્યોમાં પ્રવર્તશે તેની કૂખે સુલક્ષણી, રૂપવાન, ધાર્મિક અને આજ્ઞાકારી સંતાન ઉત્પન્ન થશે અને તે પોતાના પતિની વ્હાલી થશે, તેના ઘરમાં લક્ષ્મીનો વાસ થઇને દુઃખ, દરિદ્ર, રોગ તેમજ શોક દૂર નાશી જશે અને ધર્મમાં વિશેષ રૂચિ થવાથી સ્વર્ગાદિક સુખ તથા પરંપરા મોક્ષની પ્રાપ્તિ થશે. આથી આ ગ્રંથને ધ્યાનથી વાંચો, વંચાવો, સાંભળો, સંભળાવો અને ગમે તે પ્રકારે આ ઉપદેશરૂપી હારને ધારણ કરી શોભાયમાન થાઓ.



## श्राविकानी नित्य क्रिया.

सकळ संघनी व्हेनीओ तमे सांभळोरे, ॥ टेक ॥
श्रावक नित्य क्रियाने चित्ते धारजोरे. ॥ सकळ ॥१॥
वेहेलां उठीने नमोकार बोलजोरे,
पछी घरनो व्हेवार आरंभजोरे. ॥ सकल ॥२॥
न्हाई धोई शरीर शुद्ध राखजोरे,
स्वच्छ वस्त्रोथी अंग शोभावजोरे. ॥ सकल ॥३॥
देव दर्शन करीने थाओ पावनाजो,
अष्ट द्रव्य लईने भावो भावनाजो. ॥ सकल ॥४॥
माता पिता वडील स्वामी सर्वेनेरे,
जय जिनेन्द्र करीने मन मोडजोरे. ॥ सकळ ॥५॥
धर्मशास्त्रो वांचो ने वंचावशोरे,
इंद्रि दमन करीने विषय दाबजोरे. ॥ सकळ ॥६॥
व्रत नियम पाळीने तप धारजोरे,
शक्ति माफक दान चार आपजोरे. ॥ सकल ॥७॥
शुद्ध वस्तुओथी भोजन बनावीएरे,
जीव हिंसादि पांच पाप टाळजोरे. ॥ सकल ॥८॥
घर काममां कुशळता वापरजोरे,
चतुर नारीभूषण थई म्हालजोरे. ॥ सकल ॥९॥
जैन धर्मी श्राविका नाम धारजोरे,
एवी विनंति आनंदे उरे आणजोरे. ॥ सकल ॥१०॥

## रात्रिभोजन निषेध

( राग—ए महिने नव जइए पीउ परदेशमां. )

**रजनी भोजन सजनी क्यारे नव करो,** || **टेक** ||
राते जमतां जंतु पडशे पात्रमां, तेथी लागे जमनाराने पापजो,
पाप थतां नव सचवाये जीवनी दया,
जिनवाणीनो तेथी थाय उपायजो. || **रजनी** ||१||
कीडी आवे मुखमां मति लोपाय छे,
जु आवेथी रोग जलोदर थायजो;
वमन करावे मांखी मूखमां पेसतां,
मकडी खातां कोढ शरीरे थायजो. || **रजनी** ||२||
कांटो पीडा करे गळामां अति घणी,
वींछी तालुं वींधे पीटाकारजो.
स्वरनो भंग करे छे वाळ मूखे पड्यां,
पीडा तेथी थाय प्रगट प्रसारजो. || **रजनी** ||३||
हंस अने केशवनी कथा गवाय छे,
रात्रिभोजन पर छे ते द्रष्टांत जो;
श्रवण करीने मन पर धरजो प्रीतथी,
ए व्रतथी जन पामे पुण्य महंतजो. || **रजनी** ||४||



## गुजराती भाषानां जैन पुस्तको.

| | |
|---|---|
| શ્રી તત્ત્વાર્થસૂત્રજી (ગુજરાતી અર્થ સાથે) | ०॥= |
| ધર્મપરીક્ષા (મનોવેગ પવનવેગની રસીલી કથા) | ૧) |
| નિત્યનિયમ પૂજા (ગુજરાતી અર્થ સાથે) | ๑॥ |
| જીવંધરસ્વામી ચરિત્ર (ક્ષત્રચુડામણી) | ०॥ |
| સુકુમાલમહામુનિ ચરિત્ર | ०।= |
| કલ્યાણમંદિર સ્તોત્ર (ગુજરાતી અર્થ સાથે) | ०)≡ |
| સલ્લેખના અને મૃત્યુ મહોત્સવ | ०। |
| દિગમ્બર જૈન સ્તવનાવલી | ०। |
| અનિત્ય પંચાશત (અર્થ સાથે) | ०)= અને ०। |
| સંસારમાં શ્રેષ્ઠ શું? મોજશોખ કે પરમાર્થ? | ०।= |
| દિ. જૈન જ્ઞાન સંગ્રહ | ०)≡ |
| અકલંક સ્તોત્ર (અકલંકચરિત્ર તથા અર્થ સાથે) | ०)≡ |
| આલોચના પાઠ (અર્થ સાથે) | ०)= |
| સામાયિક પાઠ (વિધિ તથા અર્થ સાથે) | ०)–॥ |
| પંચકલ્યાણક પાઠ (અર્થ સાથે) | ०)= |
| જૈન સિદ્ધાંત પ્રવેશિકા (ગુજરાતી અનુવાદ) | ०। |
| ભટ્ટારક મીમાંસા (દરેકે ખાસ વાંચવા લાયક) | ०)= |
| શું ઇશ્વર જગતકર્તા છે? મફત. કળીયુગની કુળદેવી | ०)– |
| ત્રેપનક્રિયા વિવરણ ०)–॥    જીવવિચાર | ०)= |

'દિગમ્બર જૈન' માસિક, દિગંબર જૈન પુસ્તકો તથા કાશ્મીરી કેશર    મળવાનું સ્થળ–

મેનેજર, દિગંબર જૈન પુસ્તકાલય, ચંદાવાડી–સુરત.